# ગોળીબારની મુસાફરી

લેખક

સૌ. હંસા મહેતા

ગુલીવર્સ ટ્રાવેલનું નામ ઘણાએ સાંભળ્યું હશે. એ પુસ્તક ઉપરથી આપણા જ વાતાવરણને અનુરૂપ આ ગોળીબારની મુસાફરીનું પુસ્તક રચાયું છે.

વેંત જેવડા વામન લોકો તેમજ તાડ જેવા રાક્ષસ લોકોના પ્રદેશમાં આપણો ગોળીબાર જ્યારે જઇ ચડે છે ત્યારે ત્યાં કેવાં અદ્ભુત પરાક્રમો કરે છે તેની આ કથા-વાર્તા છે. કિશોર વયનાં બાળકોને આ પુસ્તક અત્યંત ગમી જશે.

સોલ એજન્ટ

[illegible] સાહિત્ય ભંડાર

[illegible]

# બાવલાનાં પરાક્રમો

સંપાદક

સૌ. હંસા મહેતા બી. એ.



—સોલ એજન્ટ—

શિષ્ટ સાહિત્ય ભંડાર, મોટા આંકડિયા (કાઠિયાવાડ)

પ્રકાશક
જમનાદાસ માણેકચંદ રવાણી, શિષ્ટ સાહિત્ય કાર્યાલય,
વિજયાવાડી, મોટા આંકડિયા (કાઠિયાવાડ).



પહેલી આવૃત્તિ • ૧૯૨૯
બીજી આવૃત્તિ • ૧૯૩૨
નવાં ચિત્રોવાળી ત્રીજી આવૃત્તિ • ૧૯૪૧



મુદ્રક • બચુભાઈ રાવત કુમાર પ્રિન્ટરી રાયપુર • અમદાવાદ

## સૌ. હંસાબ્હેન મહેતા કૃત પુસ્તકો

ૐ

બાળવાર્તાવલિ (ચોથી આવૃત્તિ)
બાળવાર્તાવલિ–ભાગ ૨
બાવલાનાં પરાક્રમો (ત્રીજી આવૃત્તિ)
ગોળીબારની મુસાફરી (ભાગ ૧-૨)
રુકિમણી (સયાજી બાલપુસ્તકમાળા)
અરુણનું અદ્ભુત સ્વપ્ન
ત્રણ નાટકો
હિમાલય સ્વરૂપ અને બીજાં નાટકો

# બે બોલ

સુપ્રસિદ્ધ ઈટાલિયન વાર્તા 'પીનોકીઓનાં પરાક્રમો'માંથી એક ભાગનું 'ગર્દભ દેશ' એ શીર્ષક નીચે મેં 'બાલજીવન'ના ૧૯૨૭ના દીવાળીના અંકમાં ભાષાન્તર કર્યું હતું. એ બાળકોને ગમ્યું હતું, એટલે આખા પુસ્તકનું ભાષાન્તર કરવાનું 'બાલજીવન'ના તંત્રીના આગ્રહથી મેં નક્કી કર્યું; અને છૂટક છૂટક એ વાર્તા 'બાલ-જીવન'માં આપી પણ હતી. પહેલી બે આવૃત્તિઓ 'બાલજીવન' તરફથી પ્રસિદ્ધ થઇ છે. આ ત્રીજી આવૃત્તિ ચિત્રોના અનેક ફેરફારો સાથે છપાય છે.

મૂળ કૃતિમાં જે રસ હોય તે ભાષાંતરમાં તો ભાગ્યે જ જમાવી શકાય. મારૂં આ ભાષાન્તર તો ભાષાન્તરનું યે ભાષાન્તર, એટલે રસની ક્ષતિ થવાનો સંભવ તો ખરો. તોપણ જે અભિ-પ્રાયો મને મળ્યા છે તે ઉપરથી પુસ્તક બાળકોને ખૂબ જ ગમ્યું છે; એ બાલપ્રિયતા એ જ મારી મહેનતનું સાફલ્ય માનું છું.

દેશ અને વાતાવરણને અનુકૂળ કેટલાક ફેરફારો તો પુસ્તકમાં પહેલેથી જ કર્યા છે. આ આવૃત્તિની વિશિષ્ટતા તો એનાં ચિત્રો તેમજ કાગળ અને એકંદર રૂપરંગની છે. આશા છે કે બાળકોને એ વિશેષ આકર્ષક નીવડશે.

હંસા મહેતા

તા. ૮-૫-૧૯૪૧
કિંગ એડવર્ડ રોડ મુંબઇ-૧૨



# અનુક્રમણિકા





# ચિત્રોનો ક્રમ

પ્રકરણ ૧ લું

# બાવલાનો જન્મ

કાળિદાસ કરીને એક સુથાર હતો. કાળી શાહી જેવો એનો ચકચકતો રંગ દેખી બધા 'કાળિયા'ના નામે જ એને ઓળખતા.

કાળિયો એક દિવસ દુકાને બેસી કામ કરતો હતો. આમતેમ નજર ફેરવતાં એણે ખૂણામાં એક લાકડાનો ટુકડો દીઠો. એણે તો આનંદથી હાથ ઘસ્યા. 'ઠીક વખતસર મળી ગયો. આ મેજનો ચોથો પાયો થઈ જશે.' એ બબડ્યો.

એક ધારદાર કુહાડી લઈ જેવો લાકડા પર ઘા કરવા જાય છે ત્યાં એક ધીમો કરગરતો અવાજ સંભળાયો, ને એનો હાથ હવામાં જ રહી ગયો: 'મને જોરથી મારશો ના!'

કાળિયાના અચંબાનો પાર જ ન રહ્યો. અવાજ ક્યાંથી આવ્યો તે શોધવા તેણે ચારે તરફ બીકના માર્યા આમતેમ જોવા માંડ્યું, પણ કોઇ જણાયું નહિ. લાકડાનો વહેર ભર્યો હતો તે ખોખામાં જોયું, બારણું ઉઘાડી રસ્તા પર જોયું, પણ કોઇ મળે નહિ.

'મારી કલ્પના જ,' કહી તે હસ્યો ને માથું ખંજવાળતો પાછો કામે લાગ્યો. ફરીને કુહાડી ઉપાડીને જોરથી લાકડાના ટુકડા

પર ઘા કર્યો.

'ઓ–ઓ! મને કેટલું વાગ્યું?' ફરીને એ જ અવાજ રડતા સૂરે બોલ્યો.

આ વખત તો કાળિયો સજ્જડ બની ગયો. થોડી વારે હિંમત આવતાં થરથરતા અવાજે તેણે બોલવા માંડ્યું: 'ઓ–ઓ! કરતો આ અવાજ ક્યાંથી આવ્યો હશે? .... આ લાકડાનો ટુકડો તો નાના બાળકની માફક રડતાં નહિ શીખ્યો હોય? માની શકતો તો નથી. જો કોઈ અંદર સંતાયું હશે તો જોઈશ. એની બરાબર ખબર લઈશ.'

આમ કહી એણે લાકડાનો ટુકડો ઊંચક્યો અને જરા પણ દયા વિના ખૂબ જોરથી જમીન સાથે પટક્યો. રડવાનો અવાજ આવે છે કે નહિ તે સાંભળવા તે જરા થોભ્યો. બે મિનિટ–પાંચ મિનિટ–દશ મિનિટ ...પણ કંઈ જ સંભળાયું નહિ.

'ઠીક. એ પણ મારી કલ્પના હતી.' કહી તે ફરી હસ્યો ને માથું ખંજવાળતો કામે લાગ્યો. એના મનની બીક તો ગઈ નહોતી જ. હિંમત લાવવા એણે ગાવા માંડ્યું લાકડાને છોલવા ને લીસું કરવાનું તેણે પાછું શરુ કર્યું. પણ જેવું છોલવાનું શરુ કર્યું ત્યાં તો એ જ અવાજને હસતાં હસતાં કહેતો સાંભળ્યો: 'બસ કરો, બસ કરો! મને ગલીપચી થાય છે!'

વીજળી પડી હોય તેમ આ સાંભળતાં કાળિયો બીકનો માર્યો જમીન પર તૂટી પડ્યો. થોડી વારે શુદ્ધિમાં આવ્યો ત્યાં બારણું ખખડતું સાંભળ્યું. 'અંદર આવો.' કાળિયાએ પડ્યા પડ્યા

જ જવાબ દીધો. એક ખુશમિજાજી દેખાતો બુઢ્ઢો માણસ અંદર દાખલ થયો. એનું નામ તો શામળ હતું, પણ શેરીના બધા છોકરાઓ એને મકાઈભુટ્ટો કહેતા, કારણ એના માથાનો આકાર ને વાળ મકાઈભુટ્ટાને મળતા આવતા. પણ આ ઉપનામથી જો કોઈ એને બોલાવતું તો એના ગુસ્સાનો પાર નહોતો રહેતો.

'રામ રામ. કાળિદાસ ! આ નીચે પડ્યા પડ્યા શું કરો છો ?' શામળે પૂછ્યું.

'કીડીઓને કક્કો શીખવું છું !'

'અરે વાહ ! એ ધંધાથી શું પેટ ભરાશે ?'

'પણ શામળભાઈ, તમે અહીં કેમ આવ્યા ?'

'પગે ચાલીને. મારે તમારું કામ છે.'

'ઠીક. શું કામ પડ્યું ? હું તૈયાર છું.' કહી કાળિદાસ બેઠો થયો.

'આજ સવારના પહોરમાં મારા મગજમાં ખ્યાલ આવ્યો કે હું એક લાકડાનો સુંદર ઢીંગલો બનાવું. એવી અજાયબ કારીગરીનો કે એ નાચી શકે, દોડી શકે ને કૂદી શકે. આવો ઢીંગલો લઈ હું ઠેકઠેકાણે ફરી એનો તમાશો બતાવી લોકો પાસેથી પેટ પૂરતું અનાજ મેળવી શકું. કેમ, તમને શું લાગે છે ?'

'શાબાશ ! મકાઈભુટ્ટા !' પેલો અવાજ ફરીથી બોલતો સંભળાયો.

મકાઈભુટ્ટાનું નામ સાંભળી શામળનો પિત્તો ઊકળ્યો. લાલચોળ થઈ એણે સુથારને ગુસ્સામાં કહ્યું, 'કેમ, મારું અપમાન

કરે છે?'

'કોણ કરે છે?'

'તેં મને મક્કાઈભુટ્ટો કહ્યો.'

'હું તો બોલ્યો પણ નહોતો.'

'ત્યારે કોણ હું બોલ્યો હતો? તેં જ કહ્યું.'

'ના મેં નહિ.'

'હા, તેં જ.'

હા-ના કરતાં બંને જણ લડાઇ પર આવી ગયા. આખરે લડીને થાક્યા ત્યારે શાંત પડ્યા.

'શામળભાઇ! આપણા વચ્ચે સમાધાન થયું તે બતાવવા



તમે કહો તે કરવા તૈયાર છું. તમારે મારું શું કામ છે?'

'મારે ઢીંગલો બનાવવા લાકડાનો ટુકડો જોઈએ છે. તમે આપશો?'

કાળિદાસ તો ખુશ થયો. જે લાકડામાંથી ગેબી અવાજ નીકળતો હતો, ને જેનાથી એ બીતો હતો તે જ ટુકડો એણે શામળને પધરાવ્યો. શામળ લાકડાનો ટુકડો લઈ કાળિદાસનો ઉપકાર માનતો ખુશખુશ થતો ઘેર ગયો.

શામળ જેવો ઘેર પહોંચ્યો કે તરત જ હથિયારો લઈ લાકડાનો ઢીંગલો બનાવવો શરૂ કર્યો. મનમાં વિચારવા લાગ્યો કે, 'એનું નામ શું પાડીશ? બાવલો જ કહીશ; નહિતર મારા ઢીંગલાને નજર લાગશે!'

પહેલાં એણે ઢીંગલાના વાળ બનાવ્યા, પછી કપાળ કર્યું અને પછી આંખો બનાવી. આંખો થઈ ન થઇ એટલામાં તો આમ-તેમ હાલતા શામળ સામે તે ટગર ટગર જોવા લાગી. શામળની નવાઈનો તો પાર ન રહ્યો.

નાક પૂરૂં કરી શામળે મ્હોં શરૂ કર્યું. મ્હોં પૂરૂં થયું ન થયું ત્યાં તો એણે હસવા માંડ્યું અને શામળની મશ્કરી કરવા માંડી.

'હસે છે શું?' શામળ ચીડાયો. પણ સાંભળે કોણ? 'હસવું બંધ કરે છે કે નહિ?' એણે ગર્જના કરી. મ્હોંએ હસવું તો બંધ કર્યું, પણ જીભ કાઢી એના ચાળા પાડવા માંડ્યા. શામળે કંટાળી જાણે જોયું જ નથી કરી કામ ચાલુ રાખ્યું.

હાથ બનાવીને પગ બનાવવા માંડ્યા ત્યાં કોઈ એના વાળ



એટલામાં તો તેની આંખો શામળ સામે ટગરટગર જોવા લાગી

ખેંચતું હોય એમ લાગ્યું. ઊંચુ જુએ તો ઢીંગલાએ જ વાળ પકડેલા !

'બાવલા, છોડ !'

પણ બાવલાએ તો વાળ છોડવાને બદલે વધારે જોરથી તાણવા માંડ્યા. શામળને આથી બહુ જ ખોટું લાગ્યું. 'હજી પૂરો બનાવ્યો નથી ત્યાં અત્યારથી જ તારા બાપને સતાવે છે? એ કંઇ સારું કહેવાય ?'

પગ પૂરા કર્યા ત્યાં બાવલાએ શામળના નાક પર જોરથી લાત ચોડી કાઢી. 'તને જન્મ આપ્યો તેનું ફળ ! મારે પહેલેથી જ વિચાર કરવો હતો કે આમ થશે. હવે ઉપાય નથી.' એમ કહી શામળે નિસાસો નાખ્યો.

ઢીંગલો પૂરો થયો એટલે એને ઊભો કરી શામળે ચાલતાં, અને ધીમે ધીમે દોડતાં શીખવવું શરુ કર્યું.

પોતાના પગ પર વિશ્વાસ આવ્યો એટલે બાવલો પોતાની મેળે જ ચાલવા લાગ્યો, ને થોડી વારે તો ઘરનું બારણું ઉઘાડીને નાઠો. આગળ બાવલો ને પાછળ શામળ. રસ્તા પરના લોકો પણ આ કૌતુક જોઈ પાછળ દોડવા લાગ્યા. એક પોલીસનો સિપાઈ આઘેથી લોકોના ટોળાને દોડતું આવતું જોઇ રસ્તા વચ્ચોવચ ઊભો રહ્યો. બાવલો તો એના પગ વચ્ચેથી છટકી ગયો, પણ શામળને સિપાઇએ પકડ્યો, ને રસ્તામાં ગરબડ કરવા સારુ પોલીસ ચોકી પર લઇ ગયો. ટોળું વીખરાયા પછી બાવલો છાનોમાનો ઘેર ગયો.

દોડવાથી ભૂખ પુષ્કળ લાગી હતી, એટલે ઘેર ગયા સિવાય છૂટકો જ નહોતો. ઘરમાં બધે ખાંખાંખોળાં કર્યાં પણ કંઇ જડ્યું

નહિ. રસોડામાં ગયો ત્યાં ફક્ત ચૂલો બળતો હતો. ખાવાનું તો નામનિશાન પણ નહોતું. શિયાળાનો દિવસ, એટલે ટાઢ ને ભૂખથી કડકડતો બાવલો ચૂલા આગળ જ સૂતો. ઊંઘમાં પગ લાંબા થયા ને ચૂલામાં પડી બળવા લાગ્યા, તેનું પણ ભાન ન રહ્યું.

સવારમાં કોઈએ બારણું ખખડાવ્યું.

'કોણ છે ?' આંખો ચોળતાં ને બગાસું ખાતાં બાવલાએ પૂછ્યું.

'હું છું.' શામળે જવાબ દીધો.

બાવલાને ખબર નહોતી કે એના પગ બળી ગયા હતા; એટલે જેવો ઊભો થવા ગયો તેવો જ પાછો ધબ દઈને પડ્યો!

શામળે 'બારણું ઉઘાડ' કરી ઘાંટો પાડ્યો!

'બાપા! મારાથી નથી ઊઘડતું.' ઢીંગલાએ રડતાં ને જમીન પર આળોટતાં જવાબ આપ્યો.

'કેમ નથી ઊઘડતું?'

'મારા પગ કોઈ ખાઈ ગયું!'

'કોણ ખાઈ ગયું?'

'બિલાડી.' બાવલાએ રસોડામાં બિલાડીને બેઠેલી જોઈને કહ્યું: 'મારાથી ઊભા નથી થવાતું. હવે તો જિંદગીભર મારે ઘૂંટણિયાં તાણવાં પડશે.' બાવલાએ રડવા માંડ્યું.

શામળને લાગ્યું કે બાવલો એને પજવવાને આમ કરતો હશે, પણ પછી જ્યારે બારી પર ચડીને અંદર જઈ એણે બાવલાને નીચે પડેલો, તથા પગ વિનાનો જોયો ત્યારે એને ખૂબ દુ:ખ થયું.

બાવલાને ગોદમાં લઈ ખૂબ હેતથી પંપાળી તે લાડ કરવા લાગ્યો.

'બાવલા, કેમ કરતાં તારા પગ બળી ગયા?'

'બાપા! મને ખબર નથી. ભૂખ અને ટાઢનો માર્યો હું અહીં સૂતો. પછી શું થયું તે ખબર જ નથી.' કહી પાછું બાવલાએ રડવા માંડ્યું.

શામળને લાગ્યું કે બાવલાને ભૂખ લાગી છે તેથી રડે છે. એણે ગજવામાંથી ત્રણ જમરૂખ કાઢી બાવલાને આપ્યાં: 'આ મારે ખાવાને માટે લાવ્યો હતો; પણ લે, તું ખા.'

'મને છોલીને આપો.'

'છોલીને? શા માટે?' નવાઇ પામતાં શામળે પૂછ્યું. 'મને ખબર નહિ કે તું આવો મોટો નવલશા હીરજી હશે. એ તો બહુ જ ખરાબ કહેવાય. દુનિયામાં કેવા યે બનવાનો વારો આવે. માટે નાનપણથી જ મોટાઈની ટેવો ન પાડતાં જે મળે તેના વડે ચલાવી લેવું જોઇએ.'

ત્રણે જમરૂખ ખાઈ, થોડીઘણી ભૂખ મરી એટલે બાવલાએ પગનું દુઃખ સંભારી પાછું રડવા માંડ્યું. શામળે પણ એને શિક્ષા કરવાની ખાતર અરધો દિવસ બીજા પગ બનાવવાની મહેનત કરી નહિ.

'શા માટે ફરીને પગ બનાવું? તું તો પગ મળશે એટલે નાસી જશે.'

'બાપા! હું નહિ નાસી જાઉં. હું ડાહ્યો થઈ બીજા છોકરાઓની માફક નિશાળે જઈશ.'

'કામ કઢાવવું હોય ત્યારે બધાં જ છોકરાં એમ કહે.'

'હું કયાં બીજા છોકરા જેવો છું? બાપા! તમને વચન આપું છું કે હું ડાહ્યો થઈ ભણીગણી ધંધો કરી તમને ઘડપણમાં લાકડી રૂપ થઇશ.' બાવલાએ કરગરતા અવાજે કહ્યું.

બાવલાનું દુઃખ જોઇ શામળની આંખમાં આંસુ આવ્યાં. તરત જ હથિયાર લઇ એણે લાકડાના બે પગ બનાવ્યાં અને પગ બનાવી સરેસ વતી એવી રીતે ચોંટાડ્યા કે સાંધો જરા પણ દેખાય નહિ. બાવલો તો પગ મળ્યા એટલે ઊભો થઈ નાચવા કૂદવા મંડી પડ્યો.



'બાપા! મારું વચન પાળવા અત્યારે જ નિશાળે જઈશ.'

'બહુ ડાહ્યો દીકરો.'

પણ નિશાળે જવાને તો કપડાં

જોઇએ. બિચારા શામળ પાસે તો કપડાં ખરીદવાને ફૂટી બદામ પણ નહોતી. એણે તો કાગળનું ઝભલું બનાવ્યું. ઝાડની છાલન જોડા કર્યા. કપડાં પહેરી બાવલાએ મલકાતાં મલકાતાં કહ્યું 'બાપા! હું કેવો મોટો માણસ લાગું છું!'

'કપડાંથી મોટા માણસ ન થવાય. મોટા માણસ થવાં તો કપડાં સ્વચ્છ રાખવાં જોઈએ.' શામળે કહ્યું.

'નિશાળે જવાને હવે મારે પાટી, પેન, "ચાલણગાડી' વગેરે જોઇએ.'

'ખરી વાત. પણ એ બધી ચીજો ક્યાંથી લાવું?'

'એમાં શું? દુકાને જઇ ખરીદીશું.'

'પણ પૈસા?'

'મારી પાસે નથી.'

'મારી પાસે પણ નથી.' શામળે દિલગીર થઈને કહ્યું.

ગરીબાઇના વિચારથી તો ખુશમિજાજી બાવલાના મો પર પણ શોક છવાયો.

'કંઇ નહિ. ગભરા ના.' કહી શામળ ઊઠયો ને કોટ પહેરી બહાર ગયો.

થોડી વારે પાછો ફર્યો તો શરીર પર કોટ ન મળે. 'લે આ ચાર રૂપિયા. મહેતાજીને આપજે. ફી લેશે ને બાકીની રકમ માંથી તારે જોઇતી ચીજો લઇ આપશે.'

'બાપા! કોટ ક્યાં?'

'મેં વેચી નાખ્યો.'

'શા માટે વેચ્યો?'

'કોટથી મને તાપ લાગતો હતો!'

શિયાળાના દિવસમાં તાપ! બાવલો તરત જ આ જવાબનો અર્થ સમજ્યો, ને શામળની કોટે બાઝી પડ્યો.

પ્રકરણ ૨ જું

## ચોરો સાથે મુલાકાત

ચાર રૂપિયા લઇ ખુશ થતો બાવલો જતો હતો ત્યાં રસ્તામાં એક આંધળી બિલાડી અને લંગડું શિયાળ મળ્યાં. બિલાડીના ખભાનો ટેકો કરી લંગડું શિયાળ ચાલતું હતું.

'નમસ્કાર, બાવલા!' શિયાળે કહ્યું. 'તારા બાપને તો હું સારી પેઠે ઓળખું છું. પેલો શામળ જ ને? પેલો ઘેરઘેર ભીખ



માગતો ફરે છે તે ને ?'

'એ જ. પણ હવે બધું બદલાઇ જશે.'

'કેમ ?'

'હું નિશાળે જઈ ખૂબ ભણીશ. પછી મોટો માણસ થઇશ એટલે બાપને ભીખ નહિ માગવી પડે.'

શિયાળ તિરસ્કારથી ખૂબ હસ્યું. બિલાડી પણ મોટેથી હસી. પણ વળી હસવું સંતાડવા મૂછ પંપાળવા મંડી પડી.

'ખિસ્સામાં ફૂટી બદામ તો મળે નહિ ને નિશાળે જવાનો છે ! હા-હા-હા!' શિયાળ ફરી હસ્યું.

'હા-હા-હા !' બિલાડી પણ શામેલ થઇ.

'એમાં હસવાનું શું છે ?' બાવલો ગુસ્સે થયો. 'ફૂટી બદામ કેમ નથી ? જુઓ, આ ચાર રૂપિયા.' કહીને બાવલાએ રૂપિયા ખખડાવ્યા.

રૂપિયાનો ખણખણાટ સાંભળી લંગડા શિયાળનો લંગડો પગ જરા લંબાયો ને બિલાડીની માંજરી આંખો ચમકી ઊઠી. સારા નસીબે બાવલો જુએ તે પહેલાં શિયાળનો પગ પાછો લૂલો બન્યો, ને બિલાડીની આંખો મીંચાઈ.

'એ રૂપિયાનું શું કરવાનો છે ?' શિયાળે પૂછ્યું.

'ભણવાનાં સાધનો ખરીદીશ.'

'જો, ભણવાની લાહ્યમાં મેં મારો પગ ગુમાવ્યો.'

'ને ભણવાની ખટપટમાં મેં મારી બંને આંખો ખોઇ.'

ત્યાં વાડ પર એક દેવચકલી બેઠી હતી. તેણે મીઠા સ્વરે

ગાવા માંડયુંઃ 'બાવલા! ખરાબ લોકોની શિખામણ માનીશ તો પાછળથી પસ્તાઈશ.'

'આ તારી ચાર રૂપરડીના ચાળીસ, ચારસો, ચાર હજાર રૂપિયા બનાવવા છે?' શિયાળે બેદરકારીથી પૂછ્યું.

'હા, જરૂર. પણ કેવી રીતે?' બાવલાએ આતુરતાપૂર્વક સવાલ કર્યો.

'અમારી સાથે ઘુવડના પ્રદેશમાં ચાલ.'

'ત્યાં લગી કોણ આવે?' બાવલાએ દૃઢતાથી કહ્યું.

'બહુ સારું ત્યારે. જા, તારે ઘેર લાડવો ખાવા. અમારી સાથે આવે તો કાલ સવાર સુધીમાં તો ચાર હજાર રૂપિયાનો ધણી બની જાય.'

'ચાર હજાર રૂપિયાનો ધણી!' બિલાડીએ ટાપશી પૂરી.

'પણ તે કેવી રીતે?' બાવલાએ ફરી પૂછ્યું.

'જો, તને સમજાવું.' શિયાળે કહ્યું, 'એ ઘુવડના પ્રદેશમાં એક જાદુઈ ખેતર છે. એ ખેતરમાં તું ખાડો ખોદજે, ને ચારમાંથી એક રૂપિયો દાટજે. પછી ખાડો પૂરી દેજે. પાસે એક કૂવો છે તેમાંથી બે ઘડા ભરી પાણી લાવી એના પર નાખજે. પછી બે ચપટી મીઠું ભભરાવજે. સવાર લગીમાં તો ત્યાં એક ઝાડ ઊગશે. તેના ઉપર જોઈએ તેટલા રૂપિયા લટકતા ઊગ્યા હશે!'

'એ તો બહુ મજાનું!' બાવલાએ આનંદથી કહ્યું. 'જો મને ચાર હજાર રૂપિયા મળશે તો તેમાંથી તમને બંનેને ચારસો રૂપિયા બક્ષિસ આપીશ.'

'અમને બક્ષિસ?' શિયાળને ખોટું લાગ્યું હોય તેમ બોલ્યું, અમારા વિષે તું શું ધારે છે?'

'તું શું ધારે છે?' બિલાડીએ ટહુકો પૂર્યો.

'અમારે પોતાને પૈસાદાર નથી બનવું. બીજા પૈસાવાળા મને એ જ જોવાનો અમને હોંશ છે.' શિયાળે તિરસ્કારથી કહ્યું.

'બીજાને પૈસાદાર જોવાની જ હોંશ છે.' બિલાડીએ ટેકો માર્યો.

'કેવાં ભલાં!' બાવલાના મનમાં થયું. નિશાળનું ભણતર પોતાનો બાપ શામળ, બધાને ભૂલી જઈ એણે કહ્યું: 'ચાલો, આપણે હમણાં જ જઈએ.'

ચાલતાં ચાલતાં સાંજ પડી. ત્રણે જણ એક ધર્મશાળા આગળ આવી પહોંચ્યાં.

'ચાલો; અહીં થોડો આરામ લઈ ભૂખ મટાડીએ. રાતના બાર વાગ્યે પાછા નીકળીશું તે પ્હો ફાટતાં જાદુઈ ખેતર આગળ પહોંચી જઈશું.' શિયાળે કહ્યું.

એક ઓરડીમાં બાવલાએ મુકામ કર્યો. બીજા ઓરડામાં શિયાળ ને એના સોબતીએ. વાળુ કર્યા પછી શિયાળે ધર્મશાળાના માલિકને કહ્યું: 'રાતના બાર વાગ્યે અમને ઉઠાડજો, એટલે અમારે રસ્તે પડીએ.'

'બહુ સારું;' ધર્મશાળાના માલિકે કહ્યું, ને શિયાળ તથા બિલાડી તરફ જોઈ આંખમીંચામણાં કર્યાં—એમ સમજાવવા કે તમારી બાજી જાણું છું.

બાવલાને તો પથારીમાં પડતાંની વાર જ ઊંઘ આવી ગઇ. બારણું ઠોકવાનો અવાજ આવ્યો ત્યારે જ તે ઝબકી જાગી ઊઠયો. બારણું ઊઘડતાં માલિકે અંદર આવીને કહ્યું કે મધરાત થઇ.

'મારા મિત્રો તૈયાર થયા?' બાવલાએ પૂછ્યું.

'એ લોકો તો બે કલાક પહેલાં જ અહીંથી નીકળ્યાં.'

'કેમ, એ લોકોને ઉતાવળ આવી?'

'બિલાડીને એકાએક સંદેશો મળ્યો કે એના એક બચ્ચાને ટાઢીઓ તાવ આવ્યો છે. ત્રણેના વાળુના પૈસા તમારે ચૂકવવાના છે. તમને માઠું લાગે એટલે એમણે ન આપ્યા.'

'અરે રામ! રામ! મારી પાસે કયાં એવા પૈસા છે! એમણે આપ્યા હોત તો મને તો જરા પણ ખોટું ન લાગત. મને એ લોકો કયાં મળશે તે કાંઇ કહ્યું છે?'

'સવારે જાદુઈ ખેતર આગળ.'

બાવલાએ ખાધાખર્ચનો એક રૂપિયો આપી દીધો અને જાદુઇ ખેતર તરફ જવા ઊપડી ગયો.

બહાર તો અંધારૂં ઘોર. રસ્તો ફંફોસતો બાવલો આગળ ચાલ્યો. એટલામાં આઘે ઝાડ પર દીવા જેવું કંઇક ચળકતું જોયું. એને હાલતુંચાલતું જોઇ બાવલાએ પૂછ્યું: 'કોણ છે?'

'આગિયો.' દીવાએ જવાબ દીધો: 'ભલા માણસ, જેટલા રૂપિયા છે તેટલા લઈ પાછો જા. તું ઘેર નથી ગયો તેથી તારો બાપ તો માથાં કૂટી રડે છે.'

'કાલ સવાર લગીમાં મારા બાપા પૈસાદાર થઇ જશે.'

'એક દિવસમાં વગર મહેનતે પૈસાદાર બનાવવાનું કહે તેના બોલવામાં વિશ્વાસ ન રાખ. મોટે ભાગે એ લોકો લુચ્ચા કે પછી ચક્રમ હોય છે. મારું માન ને પાછો જા.'

'આટલે આવ્યો છું તો આગળ જ જઇશ.'

'જે છોકરાંઓ કહ્યું ન માને તે પાછળથી પસ્તાય છે.'

'હમેશાં એની એ જ વાત સાંભળવાની! રામ રામ, આગિયાજી!'

'રામ રામ, બાવલા! ઈશ્વર તને આવા લુચ્ચા લોકોથી બચાવે!' એટલું કહીને દીવો હોલવાય અને અંધારું થાય તેમ આગિયો ત્યાંથી બીજે ગયો.

આગિયો અદૃશ્ય થયો. રસ્તામાં અંધારું ઘોર થયું.

'ખરેખર,' બાવલો આગળ ચાલતાં વિચાર કરવા લાગ્યો: 'નાનાં બાળકોની સ્થિતિ કેવી કફોડી! દરેક મોટાને આપણને ધમકાવવાનો ને શિખામણ આપવાનો જાણે હક્ક જ!'

એટલામાં પાછળ ખડખડાટ સંભળાયો ને તેની વિચાર-માળા તૂટી. પાછળ જોયું તો અંધારામાં કોથળામાં ઢંકાએલી ભૂત જેવી બે ભયંકર આકૃતિઓ હતી! બંને એની પાછળ પાછળ કશો અવાજ કર્યા વિના આવતી હતી. રૂપિયાનું કેમ રક્ષણ કરવું તે ન સૂઝવાથી બાવલાએ મોંમાં જીભની તળે તે સંતાડ્યા. પછી નાસવાનો વિચાર કરતો હતો ત્યાં તો એનો હાથ કોઇએ જોરથી પકડ્યો હોય તેમ લાગ્યું, અને ભયંકર અવાજ સંભળાયો.

'ચાલ, રૂપિયા આપ, નહિતર જીવ લઇશું.'

મોંમાં રૂપિયા સંતાડેલા એટલે બાવલાથી બોલાયું નહિ. હાથ વતી અનેક ચાળા કરી એણે સમજાવવાનો પ્રયત્ન કર્યો કે એ એક ગરીબ ઢીંગલો હતો, અને એના ગજવામાં એક ફૂટી બદામ પણ નહોતી.

'ગરબડ જવા દે, ને રૂપિયા કાઢી આપ.' બંનેએ ગુસ્સામાં કહ્યું.

'મારી પાસે નથી.' બાવલાએ ફરી ચાળા કરી સમજાવ્યું.

'ચાલ, કાઢી આપ, નહિતર મરવાનો.' બેમાંથી જરા ઊંચા ચોરે કહ્યું.

'મરવાનો જ.' બીજાએ ટાપસી પૂરી.

'તને માર્યા પછી તારા બાપને મારીશું.'

'તારા બાપને મારીશું.' વળી ટાપસી પુરાઈ.

'ના, ના, ના, મારા બાપને નહિ.' બાવલાથી રડતાં રડતાં બોલી જવાયું. બોલતાં બોલતાં એના મોંમાં રૂપિયા ખખડ્યા.

'લુચ્ચા! રૂપિયા જીભ તળે સંતાડ્યા છે? એકદમ થૂંકી નાખ.'

બાવલાએ માન્યું નહિ.

'બહેરો હોવાનો ઢોંગ કરે છે? ઊભો રહે. જોયા કર, કેવા થુંકાવીએ છીએ તે.'

એક જણે બાવાલાનું નાક પકડ્યું; બીજાએ દાઢી પકડી. એક જણ ઉપર તાણે ને બીજો નીચે. પણ મોં ઊઘડે જ શાનું? બાવલાનાં જડબાં ખીલાથી જડાયાં હોય એમ લાગ્યું. પછી બેમાંથી

મોટા ચોરે એક છરો કાઢ્યો અને મોં વચ્ચે ખોસી દીધો ને મોં ઉઘાડવાનો પ્રયત્ન કર્યો. વીજળીની ઝડપે બાવલાએ એનો હાથ પકડ્યો.

હાથને બદલે શિયાળનો પંજો જોઈ એની નવાઈનો પાર ન રહ્યો.

પછી તો જેમતેમ છૂટો થઈ વાડ ઓળંગી બાવલો નાઠો. એની પાછળ શિકારીની ઝડપે પેલા બે ચોરો દોડ્યા.

મળસકું થવા આવ્યું. ચોરો હજી પાછળ દોડતા જ હતા. એટલામાં એક ગંદા પાણીની ખાઈ આવી. એક! બે!! ત્રણ!!! કહી ઢીંગલો ઊછળ્યો ને નીક કૂદી ગયો.

બંને ચોરોએ બરોબર માપ ન લીધું એટલે પાણીમાં પડ્યા.

'તારાસ્નાનનો લહાવો મળ્યો!' બાવલાએ હસતાં હસતાં કહ્યું. તેણે પોતાની દોડ ધીમી કરી. એને લાગ્યું કે હવે બંને જણાં ડૂબી જશે; ત્યાં તો બંનેને ગંદા પાણીથી તરબોળ એની પાછળ દોડતા જોયા.

બાવલો તો દોડીને થાકી ગયો હતો. હવે બચવાની આશા નહોતી. તે એક નાનકડા ઘર આગળ આવી પહોંચ્યો. ખૂબ જોરથી બારણું ઠોક્યું. કોઈએ જવાબ ન દીધો. પાછળ પગલાં પાસે આવતાં ગયાં. મરણિયા થઈ એણે તો બારણાને જોરથી લાત મારી. ત્યાં એક બારી ઊઘડી. એક સુંદર છોકરી બારી આગળ આવી. એના વાળ ભૂરા રંગના હતા. એના ચહેરાનો રંગ સફેદ પૂણી જેવો હતો. એની આંખો બંધ હતી. બે હાથ જોડેલા હતા. હોઠ જરા

પણ હલાવ્યા વિના તે બોલી. અવાજ જાણે બીજી દુનિયામાંથી આવતો હોય એમ લાગ્યું: 'આ ઘરમાં કોઈ નથી. બધાં મરી ગયાં છે.'

'ત્યારે તમે તો ઉઘાડો!' બાવલાએ બૂમ પાડીને કહ્યું.

'હું પણ મરી ગઇ છું.' એમ કહેતાંની સાથે એ અલોપ થઈ ગઈ, અને બારી પણ એની મેળે અવાજ થયા વિના બંધ થઇ ગઇ.

'અરે ભૂરા વાળવાળી સુંદર બાળા! દયાની ખાતર તો બારણું ઉઘાડ. એક ગરીબ છોકરાની પાછળ ચોરો પડયા—'

શબ્દો પૂરા થયા ન થયા ત્યાં તો કોઈએ પાછળથી આવી ગળું પકડયું. પેલા જ ભયંકર અવાજો સંભળાયા.

'હવે બીજી વખત અમારી પાસેથી છટકી નહિ શકાય.'

બાવલાના આખા શરીરમાં એવી ધ્રૂજારી છૂટી કે એના લાકડાના પગ ખખડવા માંડયા. મોંમાં રૂપિયા પણ ખખડયા.

'હવે, મોં ઉઘાડશે કે નહિ?' ચોરોએ ઘાંટા પાડયા. 'હા કે ના? જવાબ નથી દેવો?'

બન્ને જણાએ લાંબા છરા કાઢયા. ભચ...! બાવલાના શરીરમાં બે તરફથી ભોંકવાનો પ્રયત્ન કર્યો. સારા નસીબે બાવલાનાં શરીરનું લાકડું મજબૂત હતું, એટલે શરીર પર તો જરા પણ અસર થઈ નહિ. ઉલટા છરાના કકડે કકડા થઇ ગયા, ને ખૂનીઓના હાથમાં માત્ર એના હાંડા જ રહ્યા. બંને એકબીજા સામે જોઈ રહ્યા.

'એને ઊંધે માથે લટકાવવો એ જ ઉપાય છે. ચાલો ઝાડ

પાસે.'

જરા પણ ઢીલ કર્યા વિના તેમણે બાવલાના હાથ એની પાછળ બાંધ્યા અને ગળે ફાંસો નાખી એક મોટા વડની ડાળે એને ઊંધે માથે લટકાવ્યો.

'કાલે મળીશું. નમસ્કાર! આશા છે કે આવતી કાલે આવીશું ત્યારે તું મરી ગયો હશે, ને તારું મોં ઉઘાડું રાખવા જેટલો વિવેક આવડ્યો હશે.' એમ કહી બંને ચોરો ત્યાંથી ચાલ્યા ગયા.

થોડી વારમાં પવન જોરથી ફુંકાવા માંડ્યો. ઝાડની ડાળ સાથે બાવલો પણ આમથી તેમ ઝૂલવા લાગ્યો. પવનના દરેક ઝોકા સાથે એના ગળાનો ફાંસો મજબૂત થવા લાગ્યો. ધીમે ધીમે એની આંખે ઝાંખ વળવા માંડી. મરણ પાસે આવ્યું જાણ્યા છતાં કોઈ દયાળુ વટેમાર્ગુ એને બચાવશે એ આશા એના મનમાંથી ખસી નહિ. રાહ જોઇ જોઇ થાક્યો છતાં કોઇ આવ્યું નહિ ત્યારે એની ધીરજ ખૂટી ને એને એનો બાપ સાંભર્યો. હવે તો નક્કી મરી જ જઇશ જાણી તેનાથી રડી દેવાયું.

'ઓ બાપા! ઓ બાપા રે! તમે અહીં હોત તો....'

એનાથી વધારે બોલાયું નહિ. આંખો મીંચાઇ ગઈ; શ્વાસ બંધ પડ્યો; પગ અક્કડ થઈ ગયા; બાવલો બેશુદ્ધ બન્યો.

## પ્રકરણ ૩ જું

# પરીને ત્યાં

ભૂરા વાળવાળી સુંદર છોકરીએ ફરી બારી ઉઘાડી. કમનસીબ ઢીંગલાને ઝાડની ડાળે ઊંધે માથે લટકતો તથા પવનના જોરે આમથી તેમ હાલતો જોઈ એને દયા આવી. ત્રણ તાળી પાડી ત્યાં એક ગરુડ ઊડતું ઊડતું હાજર થયું. તેણે ચાંચ નમાવી નમ્રતાપૂર્વક પૂછ્યુંઃ 'પરીરાણીનો શો હુકમ છે?'

'એકદમ ઊડ. તારી મજબૂત ચાંચ વતી પેલા ઝાડ પર લટકતા ઢીંગલાનાં બંધનો તોડી નાખ અને એને ધીમેથી ઝાડના થડ આગળ ઘાસ પર સુવાડી આવ.'

ગરુડ ઊડ્યું અને થોડી વારમાં પાછું ફર્યું.

'આપનો હુકમ માથે ચડાવ્યો છે. પહેલાં તો ઢીંગલો મરી ગયો હોય એમ લાગતું હતું; પણ મેં એને નીચે સુવાડી એના ગળાનો ફાંસો ઢીલો કર્યો ત્યારે એણે નિસાસો નાખ્યો ને બબડ્યો કે હવે ઠીક લાગે છે.'

પછી પરીએ બે વાર તાળી પાડી એટલે એક મોટો કૂતરો પાછલા પગ ઉપર ચાલતો આવ્યો. એણે ગાડીવાનનાં કપડાં પહેર્યાં હતાં.

'મોતિયા ! જલદી જા અને પેલા ઢીંગલાને અહીં લઈ આવ.'

થોડી વારમાં તબેલામાંથી એક સુંદર ગાડી બહાર નીકળી. મોતિયાએ ચાબુક ચમકાવી ને ઘોડા દોડ્યા.

ગાડી ઢીંગલાને લઇને પાછી ફરી એટલે પરીએ બાવલાને પોતાના હાથમાં ઉપાડી લીધો, અને એક સુંદર ઓરડામાં લઈ જઈ બરફ જેવા સ્વચ્છ બિછાના પર સુવાડ્યો. પછી પડોશના પ્રખ્યાત દાક્તરોને બોલાવવા મોતિયાને મોકલ્યો.

જોતજોતાંમાં એક પછી એક ત્રણ દાકતરો આવી પહોંચ્યા. ત્રણેને બાવલાની પથારી પાસે લઈ જઇ પરીએ પૂછ્યું: 'આ કમનસીબ ઢીંગલો મરી ગયો છે કે જીવે છે એ જાણવાને આપને બોલાવ્યા છે.'

પ્રથમ દાકતર કાગડાજી આવ્યા ને બાવલાની નાડ તપાસી. પછી નાક આગળ હાથ ધર્યો. પછી પગનો અંગૂઠો પકડી જોયો. બહુ કાળજીપૂર્વક તપાસ્યા પછી તેમણે ગંભીર અવાજે કહ્યું: 'મારા મત પ્રમાણે તો ઢીંગલો તદ્દન મરી ગયો છે. પણ દુર્ભાગ્યે જો એ મરી નહિ ગયો હોય તો એ હજી જીવે છે એમ સાબિત થાય છે.'

'હું દિલગીર છું,' દાકતર ઘુવડે કહ્યું, 'કે મારે મારા વિદ્વાન મિત્રથી જુદો મત આપવો પડે છે. મારા ધારવા પ્રમાણે તો ઢીંગલો જીવે છે. તે છતાં જો દુર્ભાગ્યે તે જીવતો નહિ હોય તો મરી ગયો છે એમ સિદ્ધ થાય છે.'

'દાકતર કંસારીજી, તમારે કંઇ નથી કહેવું?' પરીએ પૂછ્યું.

'મારા મત પ્રમાણે જ્યાં પોતે શું બોલે છે તેનું ભાન ન હોય ત્યાં ડાહ્યા દાક્તરે ચૂપ જ રહેવું વધારે સારું છે. બાકી આ ઢીંગલાને હું ઓળખતો હોઉં એમ લાગે છે!'

બાવલો જે અત્યાર સુધી હાલ્યાચાલ્યા વિના મુડદાલ જેવો પડેલો હતો તેને એકદમ ટાઢ ભરાઈ આવી હોય એમ લાગ્યું.

'એ ઢીંગલો એક લુચ્ચો. . . .'

બાવલાએ આંખ ઉઘાડી ને પાછી બંધ કરી.

'. . . . રખડેલ છોકરો છે.'

બાવલાએ તકિયા નીચે મોં છુપાવ્યું.

'એ ઢીંગલો કોઈનું કહ્યું માનતો નથી. કહ્યા વિના ઘેરથી નાસી આવ્યો છે. એ દુઃખે એનો બાપ ઝૂરીઝૂરીને મરશે.'

ત્યાં ડૂસકાંનો અવાજ સંભળાયો. તકિયો ઊચકયો તો બાવલો જ રડતો હતો.

'મરેલો માણસ જ્યારે રડે ત્યારે જાણવું કે તે હવે જલદી સાજો થશે.' દાક્તર કાગડા ગંભીરતાથી બોલ્યા.

'મારા વિદ્વાન મિત્રથી જુદો મત આપવા માટે દિલગીર છું. પણ મારા અભિપ્રાય પ્રમાણે જ્યારે મરેલો માણસ રડે ત્યારે એ મરવાને રાજી નથી એમ માનવું.' ઘુવડે કહ્યું.

ત્રણે દાક્તરો ગયા પછી પરીએ બાવલાને કપાળે હાથ ફેરવ્યો તો લાગ્યું કે એને સખત તાવ આવ્યો છે. એટલે એક ધોળા રંગની ભૂકી પાણીમાં ઓગાળી બાવલાને આપતાં તેણે કહ્યું: 'આ પી જા, એટલે થોડા વખતમાં સાજો થઈ જઈશ.'

બાવલાએ દવા સામું જોઈ કટાણું મોઢું કરી પૂછ્યું:
'કડવી છે કે ગળી ?'
'કડવી. પણ તેથી તને ઝટ સારું થશે.'
'કડવી હશે તો હું નહિ પીઉં.'
'મારૂં સાંભળ અને પી જા.'
'કડવી વસ્તુ મને ભાવતી જ નથી.'
'પી જા. દવા પી જઈશ તો સાકરનો ગાંગડો આપીશ.'
'ક્યાં છે ?'
'આ રહ્યો.' પરીએ સાકરનો ગાંગડો બતાવ્યો.
'પહેલાં સાકર આપો. પછી કડવી દવા પીશ.'
'ખરેખર ! વચન આપે છે ?'
'હા.'
પરીએ સાકર આપી તે બાવલો કચડ કચડ ચાવી ગયો.
'સાકર જેવી દવા હોય તો દરરોજ પીઉં.'
'હવે તારૂં વચન પાળ અને દવા પી જા, એટલે ઝટ સાજા થઈ જવાય.'
બાવલાએ દવા હાથમાં લીધી અને નાક આગળ ધરી.
'આ તો બહુ જ કડવી લાગે છે. મારાથી કેમ પીવાય ?'
'ચાખ્યા વિના બહુ કડવી છે એમ કેમ કહી શકાય ?'
એની વાસ જ કહી આપે છે. મને બીજી સાકર આપો. પછી દવા પી જઈશ.'
પરીએ બીજો ગાંગડો આપ્યો. બાવલો તે પણ ચાવી ગયો.

પછી દવા હાથમાં લીધી. થોડી વાર ખૂબ ચાળા કર્યા અને પછી રડી પડ્યોઃ

'ના–ના–ના. મારાથી નહિ પીવાય.'

'જો, તું પસ્તાઇશ.....'

'મને તેની દરકાર નથી....'

'તારી માંદગી ગંભીર છે....'

'કંઈ હરકત નહિ ....'

'આ તાવથી થોડા કલાકમાં તું મરી જઇશ.'

'બહુ સારું.'

'તને મરવાની જરા પણ બીક નથી ?'

એ જવાબ આપે એટલામાં તો ઓરડાનાં બારણાં એકદમ



ઊઘડી ગયાં. ચાર કાળી શાહી જેવાં સસલાં એક ઠાઠડી ખભા પર ઉપાડી અંદર આવ્યાં.

'તમે કોણ છો ?' બાવલાએ ગભરાટમાં પથારીમાં બેઠા થઇ જઈ સવાલ કર્યો.

'અમે જમદૂતો છીએ. તને લેવા આવ્યા છીએ.' સૌથી આગેવાન સસલાએ જવાબ આપ્યો.

'મને લેવા ? પણ હું કંઇ હજી મરી નથી ગયો.'

'થોડી વારમાં તું મરી જઇશ. જે દવાથી તને ફાયદો થાય એમ છે તે પીવાની ના કહે છે, એટલે હવે જીવવાની આશા ફોગટ છે.'

'પરીમા ! પરીમા ! મને ઝટ દવા આપો. મારે મરવું નથી.' બાવલાએ બૂમ પાડી.

દવાનું વાસણ બે હાથમાં લઇ બાવલો એક ઘંટડામાં દવા ગટગટાવી ગયો.

'એટલી વારમાં તો બાવલો સાજો થઈ ગયો !' એમ કહી સસલાં બબડતાં બબડતાં ત્યાંથી અદૃશ્ય થયાં.

થોડા જ વખતમાં બાવલો સાવ સાજો થઈ ગયો ને પથારીમાંથી ઊઠી આમથી તેમ ઓરડામાં દોડવા, કૂદવા ને ધમપછાડા કરવા મંડી ગયો.

'જો, મારી દવાથી તને ફાયદો થયો ને ?' પરીએ પૂછ્યું.

'ફાયદો ? મારી જિંદગી બચી.'

'ત્યારે દવા પીવાને માટે આટલી બધી આનાકાની કેમ કરી ?'

'કારણકે અમે છોકરાંઓ બધાં જ સરખાં. માંદગી કરતાં દવાની અમને વધારે બીક લાગે છે.'

'કેવું ખરાબ! છોકરાંઓએ સમજવું જોઈએ કે વખતસર ઉપાય કર્યો હોય તો માંદગી તો શું, પણ મોતથી પણ બચી જવાય.'

'હા. પણ બીજી વખત મને બહુ કહેવાની જરૂર નહિ પડે. હવે જ્યારે દવા પીવાનો વારો આવશે ત્યારે પેલાં કાળાં સસલાંને યાદ કરીશ એટલે દવા ગળામાં ઝટપટ ઉતારતાં વાર નહિ લાગે.'

'એ તો ઠીક. પણ તારા ત્રણ રૂપિયા તેં ક્યાં મૂક્યા છે?' પરીએ પૂછ્યું.

'ખોવાઇ ગયા.' બાવલો જૂઠું બોલ્યો. કારણકે રૂપિયા એના ગજવામાં જ હતા.

જેવું જૂઠું બોલ્યો ત્યાં એનું નાક બે આંગળ લાંબું થયું!

'તેં ક્યાં ખોયા?'

'પાસેના જંગલમાં.' નાક વળી બે આંગળ વધ્યું!

'જો પાસેના જ જંગલમાં હશે તો તો રૂપિયા મળી આવશે; કારણકે જે વસ્તુ ત્યાં ખોવાય છે તે જડ્યા વિના રહેતી નથી.'

'ના, ના. હવે મને યાદ આવ્યું.' બાવલાએ ગભરાઈને કહ્યું: 'રૂપિયા મેં જંગલમાં નથી ખોયા. મારા મોંમાં હતા તે દવા સાથે ગળી ગયો.'

ત્યાં તો એનું નાક એટલું બધું લાંબું થઈ ગયું કે બાવલાને ખસવું કે માથું હલાવવું પણ ભારે થઈ પડ્યું. આમ ફરે તો નાક



પલંગ સાથે અથડાય; તેમ ફરે તો ભીંત સાથે! આમ ફરે તો બારી! પરીની સામું પણ ન જોવાય. નાક એની આંખમાં વાગે! પરીએ તો ખૂબ હસવા માંડ્યું.

'શું હસો છો?' બાવલાએ નાક કેમ વધે છે તે ન સમજવાથી શરમથી લાલચોળ બની પૂછ્યું.

'તારું જૂઠાણું સાંભળી હસું છું'

'તમને કેમ ખબર કે હું જૂઠું બોલુ છું?'

'જૂઠાણાં બે જાતનાં હોય છેઃ કેટલાંક ટૂંકા પગનાં હોય

છે, એટલે ઝાઝો વખત ટકી ન રહે. કેટલાંએકને લાંબાં નાક હોય છે. તારા જૂઠાણાને લાંબું નાક હોય એમ લાગે છે.'

બાવલો એવો શરમિન્દો થઈ ગયો કે કઈ તરફ જોવું તે સમજણ ન પડી. નાસી જવાનો પ્રયત્ન કર્યો; પણ નાક તો વધીને એવડું મોટું થયું હતું કે બારણામાં પણ માય નહિ!

અરધા કલાક લગી પરીએ એને રડવા દીધો. આખરે રડી રડીને આંખો સૂજી ગઈ ત્યારે એને દયા આવી. એણે જોરથી તાળી પાડી એટલે હજારો લક્કડખોદ પક્ષી ત્યાં ઊડીને આવ્યાં. પરીના હુકમ પ્રમાણે બાવલાના નાક પર બેસી ચાંચો મારીમારીને અસલના જેવું નાનું નાક બનાવી દીધું.

'પરીમા! તમે કેવાં ભલાં છો! મને તમારા પર કેટલું વહાલ આવે છે!' બાવલાએ આંખો લૂછતાં કહ્યું.

'મને પણ તારા પર વહાલ આવે છે.' પરીએ જવાબ દીધો. 'હવેથી અહીં મારી પાસે રહેજે.'

'હું તો ખુશીથી રહું .... પણ મારા બાપા?'

'એ વિચાર મને પણ આવ્યો. મેં એને સંદેશો કહેવડાવ્યો છે. આજે રાતના એ અહીં આવી પહોંચશે.'

'ખરેખર!' બાવલો તો આનંદનો માર્યો કૂદવા લાગ્યો.

'જો હરકત ન હોય તો, પરીમા, મને સામે તેડવા જવાની રજા આપો.'

'જા; પણ જોજે, ભૂલો ન પડતો. આ જંગલને રસ્તે જઈશ તો જરૂર સામો મળી શકીશ.'

બાવલો ઊપડ્યો. જંગલ આવ્યું એટલે એણે દોડવા માંડ્યું. એક ઝાડી આગળ પહોંચ્યો ત્યાં એણે કંઇક ખડખડાટ સાંભળ્યો, ને બે જણને ઝાડીમાંથી નીકળતાં જોયાં. એ શિયાળ ને બિલાડી જ હતાં!

'અરે! આ રહ્યો આપણો બાવલો!' શિયાળે એને ભેટતાં પૂછ્યું: 'તું અહીં ક્યાંથી?'

'તું અહીં ક્યાંથી?' બિલાડી પણ બગડી.

'એ તો બહુ લાંબી વાત છે.' બાવલાએ જવાબ આપ્યો. 'પણ તમને ખબર છે? ધર્મશાળા આગળથી આપણે છૂટાં પડ્યાં, તે પછી રસ્તામાં મને કેટલાક ખૂનીઓ મળ્યા હતા.'

'ખૂનીઓ! એ લોકોને શું જોઇતું હતું?'

'મને લૂંટવો હતો, મારા રૂપિયા પડાવી લેવા હતા.'

'હરામખોરો!' શિયાળ બોલ્યું.

'લુચ્ચા હરામખોરો!' બિલાડીએ ઉમેર્યું.

'હવે અહીં શું કરે છે?' શિયાળે પૂછ્યું.

'તારા રૂપિયા રહ્યા કે લુંટાયા?'

'એક રૂપિયો ધર્મશાળામાં આપવો પડ્યો; તે સિવાય બધા મારા ગજવામાં સહીસલામત છે.'

'ત્યારે તો હજી અમારૂં માન, ને ચાલ જાદુઈ ખેતરે; સવાર પડતાં તો તું પૈસાદાર થઈ જઇશ.'

'જાદુઈ ખેતર અહીંથી કેટલુંક દૂર છે?'

'બે ગાઉ પણ નહિ. અમારી સાથે આવીશ?'

'અરધા કલાકમાં તો આપણે ત્યાં પહોંચી જઇશું. તારા પૈસા તરત જ ત્યાં દાટી દેજે. થોડી વારમાં તો તારાં ગજવાં તર થાય એટલા રૂપિયા મળશે. ચાલ, આવે છે?' બિલાડી બોલી.

બાવલાને પરીમાનો ને બુઢ્ઢા શામળનો વિચાર આવ્યો. તે થોડી વાર તો અચકાયો. આખરે કંઇક નિશ્ચય પર આવ્યો હોય તેમ ડોકું ધુણાવ્યું અને બોલ્યોઃ 'ચાલો, હું તમારી સાથે આવું છું.'

અરધા કલાકને બદલે અરધો પહોર થતાં તેઓ એક ખેતર આગળ આવી પહોંચ્યાં. બીજાં ખેતરો કરતાં એમાં કંઈ વિશેષતા જેવું નહોતું.

'આ આવી પહોંચ્યાં. હવે તારે હાથે ખાડો ખોદી તેમાં રૂપિયા દાટ.' શિયાળે કહ્યું.

બાવલાએ ખાડો ખોદ્યો. રૂપિયા બરાબર મૂકીને ખાડો પૂરી દીધો.

'પાસેના કૂવામાંથી બે ઘડા પાણી કાઢી લાવી એના પર રેડ.' શિયાળે કહ્યું.

બાવલાએ કહ્યા પ્રમાણે કર્યું.

'હવે કંઇ બાકી છે?'

'કંઈ નહિ.' શિયાળે જવાબ દીધો. 'હવે અમે જઈશું. અરધા કલાક પછી આવીને જોજે તો અહીં એક નાનો છોડ ઊગેલો હશે. એની ડાળીઓ પૈસાથી નમી ગઇ હશે.'

બાવલાએ શિયાળ તથા બિલાડીનો ખૂબ ઉપકાર માન્યો અને પોતે પૈસાદાર થયે બંનેને સુંદર ભેટ આપવાનું વચન આપ્યું.

'અમારે ભેટ નથી જોઈતી.' લુચ્ચા શિયાળે જવાબ દીધો

'વગર મહેનતે તને પૈસાદાર થવાની રીત શીખવી એટલું જ અમારે બસ છે.' બિલાડીએ ટાપસી પૂરી.

મિનિટો ને પળો ગણીગણીને જેમતેમ અરધો કલાક પૂરો કરી બાવલો જાદુઇ ખેતર આગળ ગયો. પૈસાનું ઝાડ થોડે છેટેથી દેખાવા માંડશે એવી આશા રાખતો તે ઊંચો થઇ જોવા લાગ્યો. પણ કંઈ જણાયું નહિ. ખેતરમાં દાખલ થઈ જ્યાં ખાડો ખોદ્યો હતો ત્યાં આવી પહોંચ્યો. પણ ઝાડ શેનું હોય? એક ફણગો પણ દેખાતો નહોતો!

તે એકદમ નીચે બેસી જઈ બે હાથ વડે ખાડો ખોદવા મંડી ગયો. ખૂબ ખૂબ ઊંડું ખોદ્યું, પણ પૈસા અદૃશ્ય થયા હતા!

બાવલો પાસેના ગામ દોડ્યો, અને બે ચોરો પોતાને કેમ બનાવી ગયા હતા તે હકીકત ત્યાંના ન્યાયાધીશ આગળ રજૂ કરી.

પ્રકરણ ૪ થું

# બાવલો કેદ

બાવલાએ બધી હકીકત ન્યાયાધીશને કહી. વાતમાં રસ પડ્યો હોય તેમ ઘણી જ ધીરજથી તેણે વાત સાંભળી લીધી. બાવલાની વાત પૂરી થતાં તેણે ઘંટડી વગાડી.

ઘંટડીનો અવાજ સાંભળી બે મોટા કૂતરાઓ પોલીસનાં કપડાંમાં આવ્યા. ન્યાયાધીશે બાવલા તરફ આંગળી કરી કહ્યું:

'આ કોઇ મૂરખાના ત્રણ રૂપિયા ચોરાયા છે. એને લઇ જઈ કેદમાં પૂરો.'

આ વિચિત્ર હુકમ સાંભળી બાવલો વધારે બોલવા જતો હતો; પણ સિપાઇઓએ એનું મોં બંધ કર્યું, ને એને કેદમાં લઇ ગયા.

બંદીખાનામાં બાવલાને ચાર મહિના કાઢવા પડ્યા. ત્યાં વધારે રહેવાનું થાત, પણ સારે નસીબે એ ગામના રાજાએ શત્રુ પર જીત મેળવી તેની ખુશાલીમાં ઘણા કેદીઓને છૂટા કર્યા, તેમાં બાવલો પણ છૂટી ગયો.

છૂટા થતાંની સાથે જ બાવલાએ એ ગામ છોડ્યું, ને પરીના ઘરનો રસ્તો લીધો. રસ્તામાં ભૂખ કકડીને લાગી, એટલે

નછૂટકે એક વાડીમાં કંઈ ફળ તોડવાની આશાએ પેઠો. પેસતાંની સાથે જ વાડીના માલિકે જનાવર પકડવાની જાળ પાથરી હતી તેમાં તે સપડાયો. બાવલાએ તો બૂમાબૂમ કરી મૂકી. પણ આસપાસ કોઈ નહોતું કે એની વ્હારે આવે.

એટલામાં એક આગિયો ત્યાં થઈને ઊડતો ઊડતો જતો હતો, તેને બાવલાએ બૂમ પાડી:

'ઓ આગિયાજી! મને છોડાવશો?'

'તું જાળમાં કેમ કરતાં ફસાયો?' આગિયાએ પૂછ્યું.

'મને ભૂખ લાગી હતી તેથી થોડાં ફળ તોડવા વાડીમાં પેઠો.'

'ફળ તારાં હતાં?'

'ના; પણ મને બહુ જ કકડીને ભૂખ લાગી હતી.'

'ભૂખનું બહાનું કાઢી ચોરી ન કરાય.' આગિયાએ કહ્યું.

'ખરી વાત, ખરી વાત.' બાવલાએ રડતાંરડતાં કહ્યું: 'હવે કદી એમ નહિ કરું.'

ત્યાં તો કોઈનો પગરવ સંભળાયો, એટલે આગિયો ઊડી ગયો.

વાડીનો માલિક જ ત્યાં આવ્યો. તેને તો વ્હેલેણુ પકડવાની આશા હતી, પણ તેને બદલે બાવલાને જોઈ તેને ખૂબ ગુસ્સો આવ્યો. 'તું જ આવીઆવીને રોજ મારી વાડી બગાડી જાય છે. આજે ચોર પકડાયો.' એણે બૂમ પાડી.

'ના, ના, હું નહિ. હું તો એકાદ બે ફળ લેવા આજે જ આવ્યો હતો.' બાવલાએ કરગરતા અવાજે કહ્યું.

'જે એકબે ફળ ચોરી શકે તે બીજું શું શું ન ચોરે?' એમ કહી માલિક બાવલાને ગરદનમાંથી પકડી ઘેર ઘસડી ગયો.

'આજે તો મોડું થયું છે. કાલે તારી વાત. મારો રખેવાળ કૂતરો આજે જ મરી ગયો. તેની જગ્યાએ તને બાંધું છું. આજે મારા ઘરની ચોકી તું કરજે.' આમ કહી તેણે બાવલાને કૂતરાની જગ્યાએ સાંકળથી બાંધ્યો.

'જો, ચોર આવે તો ભસવાનું ભૂલતો ના.' એમ કહી માલિક તો ઘરમાં જતો રહ્યો.

ગરીબ બિચારો બાવલો! બીક, ટાઢ ને ભૂખનો માર્યો તે અધમૂઓ થઈ ગયો હતો.

'ઠીક મને શિક્ષા મળે છે!' બાવલાએ મન સાથે બબડવા માંડ્યું. 'ખરાબ મિત્રોની સોબતમાં રખડેલ થઇ ગયો હતો. કોઈનું સાંભળતો નહોતો. એટલે જ આ બધું વેઠવાનું. ડાહ્યો થઇ મારા બાપાની પાસે રહ્યો હોત, તો અહીં કૂતરાની જગ્યાએ બંધાવાનો વારો ન આવત!'

થોડી વારે થાકનો માર્યો બાવલો ઊંઘી ગયો. બે કલાક ભાગ્યે જ થયા હશે. મધરાતનો વખત હતો. ત્યાં એને કોઇ ગુસપુસ વાત કરતું હોય એમ લાગ્યું. અંધારામાં ખૂબ આંખો તાણીને જોયું તો જણાયું કે ચાર વ્હલેણો હતી. ચારમાંથી એક જણુ બાવલા પાસે આવી અને ધીમે અવાજે બોલી: 'કેમ છે, ડાઘિયા?'

'મારૂ નામ ડાઘિયો નથી.' બાવલાએ કહ્યું.

'ઓહો! ત્યારે તારૂ નામ શું?'

'મારૂં નામ બાવલો છે.'

'તું અહીં શું કરે છે?'

'હું રખેવાળી કરૂં છું.'

'ત્યારે ડાઘિયો કૂતરો કયાં છે? અહીં તો એ ચોકી કરતો હતો.'

'એ આજે સાંજના મરણ પામ્યો.'

'મરી ગયો? ગરીબ બિચારો! એ બહુ જ સારો હતો. પણ તારા મોં પરથી લાગે છે કે તું પણ ભલો કૂતરો છે.'

'માફ કરજો. હું કૂતરો નથી.'

'કૂતરો નથી? ત્યારે કોણ છે?'

'હું તો ઢીંગલો છું.'

'તું અહીં ચોકી કરે છે?'

'હા. પણ એ તો શિક્ષા તરીકે.'

'ઠીક ત્યારે. જે શરતો ડાઘિયા સાથે કરી હતી તે તારી સાથે કરીશું. તને પણ એનાથી સંતોષ વળશે જ.'

'કેવી શરતો ?'

'અઠવાડિયામાં એક રાત તારે અમને અહીં આવવા દેવાં અને મરઘીનાં આઠ પીલાં ચોરી જવા દેવાં. આઠમાંથી સાત અમે ખાઈશું. બાકીનું એક તારૂં. પણ તારે ઊંઘવાનો ઢોંગ કરવો. ભસીને ઘરધણીને જગાડવો નહિ.'

'ડાઘિયાને આ શરતો કબૂલ હતી?' બાવલાએ પૂછયું.

'હા. એ તો અમારો દોસ્ત બની ગયો હતો. જો, હવે

ડાહ્યો થઈને સૂઈ જા. અમે જતાં પહેલાં તારે માટે એક મરઘડું મૂકી જઈશું. સમજ્યો ને?'

'બહુ સારી રીતે! ....' બાવલાએ મોં ઠાવકું કરી જવાબ આપ્યો: 'તમે જોજો તો ખરાં!'

વ્હલેણોને તો બધું બરોબર લાગ્યું એટલે મરઘીના વાડાનું બારણું ઉઘાડી એક પછી એક અંદર પેઠી. જેવી ચારે અંદર ગઈ કે બાવલાએ બારણું જોરથી બંધ કરી દીધું, અને ઉઘાડી ન શકાય માટે એક મોટો પત્થર આડે મૂકી દીધો. પછી કૂતરાનો અવાજ કાઢી એણે જોરથી ભસવાનું શરૂ કર્યું: 'વ્હાઉ–વ્હાઉ–વ્હાઉ!'

ભસવાનો અવાજ સાંભળી માલિક જાગી ઊઠ્યો. બારીમાંથી જ બાવલાને પૂછ્યું: 'કેમ, શું છે?'

'ચોર મળ્યા છે.' બાવલાએ કહ્યું.

'ક્યાં છે?'

'મરઘાંના વાડામાં.'

માલિક તો બંદૂક લઈ ઘરની બહાર આવ્યો ને વાડામાં દોડ્યો. ચારે વ્હલેણોને તેણે ગોળીથી પૂરી કરી. પછી બહાર આવી બાવલા પાસે જઈ એને પંપાળવા લાગ્યો.

'કેમ કરતાં આ ચાર ચોરને તેં પકડ્યા? મારો ડાઘિયો --વિશ્વાસુ ડાઘિયો–કેમ ન પકડી શક્યો?'

બાવલાએ વ્હલેણ તથા કૂતરા વચ્ચેની સમજૂતી વિષે કહેવાનો વિચાર કર્યો. પણ પછી એને યાદ આવ્યું કે કૂતરો તો મરી ગયો છે. મરેલાંના અવગુણ બતાવવાનું એને ઠીક ન લાગ્યું.

'ચોર આવ્યા ત્યારે તું જાગતો હતો કે ઊંઘતો ?'

'ઊંઘતો.' બાવલાએ સાચી વાત કહી. 'એ લોકોની ગુસપુસથી હું જાગી ઊઠયો. એક જણે તો પાસે આવી મને લાંચ પણ આપી કે જો તું ન ભસે, ને શેઠને જગાડે નહિ તો મરઘીનું એક પીલું તને આપીશું. આવી લાંચ આપવાની હિંમત કરેલી ! જોકે હું ઢીંગલો છું ને મારામાં બીજા ઘણા અવગુણો હશે, પણ અપ્રમાણિક લોકો સાથે મળી જઈ મારો સ્વાર્થ હું કદી નહિ સાધું.'

'શાબાશ ! ઢીંગલા, શાબાશ!' માલિકે બાવલાનો વાંસો ઠોકતાં કહ્યું : 'તારા શબ્દોથી હું ખુશ થયો છું અને એ પુરવાર કરવા તને હમણાં જ છોડી મૂકું છું; તું સુખેથી તારે ઘેર જા.'

એમ કહી કૂતરાની સાંકળ છોડી નાખી ને ગળામાંથી પટ્ટો કાઢી બાવલાને છૂટો કર્યો.

પ્રકરણ ૫ મું

# બાવલાની નિરાશા

જેવો બાવલો છૂટો થયો કે દોડ્યો અને પરીને ઘેર જવાનો રસ્તો લીધો. જે ખેતરમાં શિયાળ અને બિલાડીનો ભેટો થયો હતો તે જોયું. જે વડની ડાળે એને લટકાવ્યો હતો તે પણ ત્યાંથી દેખાતો હતો. ચારે તરફ બાવલાએ નજર કરી, પણ જે ઘરમાં સુંદર પરી રહેતી હતી તે ઘર તો ન જ જણાયું.

એના પેટમાં ફાળ પડી. જે કંઈ જોર હતું તે કાઢી એણે તો દોટ મૂકી અને થોડી વારમાં જે જગ્યાએ પરીનું ઘર હતું ત્યાં આવી પહોંચ્યો. પણ ઘરને બદલે ત્યાં એણે આરસનો પાળિયો જોયો. તેના પર નીચેના શબ્દો કોતર્યા હતા:

> ભુરા વાળવાળી સુંદર છોકરી
> નાનો બાવલો એને છોડી
> જતો રહ્યો તેથી
> શોકની મારી મરણ પામી.

બાવલાને કેવું લાગ્યું હશે? નીચે મોંએ એ તો જમીન પર પડયો અને આંસુ સારીસારી એણે એ આરસને પલાળ્યો. આખી રાત તે રડયો. સવાર થઇ તોપણ એનાં આંસુ સુકાયાં નહોતાં.

'ઓ પરીમા! તમે કેમ મરી ગયાં! તમારે બદલે હું કેમ ન મર્યો? હું કેટલો દુષ્ટ છું, ને તમે તો કેટલાં બધાં ભલાં હતાં? .... મારા બાપા કયાં હશે? ઓ પરીમા! મને કહો. હું એમને કયાં શોધું? હવે કોઈ દિવસ એમને છોડીને જઇશ નહિ. પરીમા! મને કહો કે તમે મરી નથી ગયાં. જો તમે મને ચહાતાં હો, આ તમારા નાનકડા બાવલા પર હેત હોય, તો ફરીથી જીવતાં થાઓ. પહેલાંની માફક જીવતાં થાઓ. હું એકલો દુનિયામાં શું કરીશ? તમે પણ નહિ, ને મારા બાપા પણ નહિ! મને ખાવાનું કોણ આપશે? હું રાત્રે કયાં સૂઇશ? હું મરી ગયો હોત તો સો વાર–હજાર વાર સારૂં થાત. મારે મરવું જ છે......'

આમ તે રડતો હતો ત્યાં એક મોટું કબૂતર ઊડતુંઊડતું આવ્યું. બરોબર એના માથા પર આવ્યું એટલે ઊંચેથી તેણે બૂમ પાડીઃ 'અલ્યા એ છોકરા! તું અહીં શું કરે છે?'

'જોતા નથી? હું રડું છું.' બાવલાએ ઊંચે જોઈ આંખો ચોળતાંચોળતાં કહ્યું.

'તારી ઓળખાણમાં કોઇ બાવલો નામનો છોકરો છે?' કબૂતરે પૂછ્યું.

'બાવલો?.... તમે બાવલા માટે પૂછો છો!' બાવલાએ કૂદકો મારી ઊભા થઈ જવાબ આપ્યોઃ 'હું જ બાવલો.'

આ સાંભળી કબૂતર નીચે આવ્યું. કદમાં એ મોર જેવડું હતું.

'તું શામળને ઓળખે છે?'

'ઓળખું છું! મારા બાપા ને? મારે માટે તમારી સાથે કંઇ કહેવડાવ્યું છે? મને એમની પાસે લઈ જશો? મહેરબાની કરી કહો કે એ જીવે તો છે ને?'

'ત્રણ દિવસ પર હું એને દરિયાકિનારે મળ્યો હતો.'

'ત્યાં એ શું કરતા હતા?'

'દરિયો ઓળંગવાને નાની હોડી બનાવતો હતો. ત્રણ મહિનાથી એ તારી શોધમાં ભટકે છે. હવે એના મગજમાં કાંઈક આવ્યું છે, તે દૂર દેશમાં તારી ભાળ કાઢવાને જવાનો વિચાર કરે છે.'

'અહીંથી એ દરિયાકિનારો કેટલો દૂર છે?' બાવલાએ આતુરતાથી પૂછ્યું.

'છસો ગાઉ.'

'છસ્સો ગાઉ! તમારી પાંખ મને હોત તો કેવું સારૂં?'

'તારે જવું હોય તો હું તને લઈ જાઉં.'

'કેવી રીતે?'

'મારી પીઠ પર સવાર થા. તારૂં વજન કેટલું છે?'

'ઘણું જ થોડું. હું તો પીછાંના જેટલો હલકો છું.'

એક પણ શબ્દ બોલ્યા વિના બાવલો કૂદીને કબૂતર પર સવાર થયો.

'ચલાવ, ઘોડા ચલાવ, મારે જલદી પહોંચવું છે.'

કબૂતર ઊડયું. થોડી વારમાં તો એટલું ઊંચે ગયું કે વાદળાંને અડકયું. બાવલાએ વાંકા વળી નીચે જોયું. ઉંચાઇને લીધે એને તો ચક્કર આવવા મંડયાં. પડી જવાની બીકે એણે જોરથી બે હાથ કબૂતરને ગળે ભેરવ્યા.

આખો દિવસ તેઓ એવી રીતે ઊડયાં. સાંજ પડી ત્યારે કબૂતર બોલ્યુંઃ 'મને તો તરસ લાગી છે.'

'મને તો કકડીને ભૂખ પણ લાગી છે.' બાવલાએ કહ્યું.

'આપણે થોડી વાર પેલા કબૂતરખાના આગળ આરામ લઈ આગળ જઇશું તો પ્હો ફાટતાં દરિયાકિનારે પહોંચી જઇશું.'

કબૂતરખાનું ખાલી હતું. ત્યાં એક કચરાવાળું પાણીથી ભરેલું વાસણ હતું અને એક ટોપલીમાં કાચા દાણા હતા.

ઢીંગલાએ તો કોઈ વખત કાચા દાણા ખાધા નહોતા, પણ તે દિવસે તો એણે પેટ ભરીભરીને ખાધા.

'કાચા દાણા આવા સારા લાગે એ તો મેં આજે જ જાણ્યું.' બાવલો બોલ્યો.

'ભૂખ ખરેખર લાગી હોય ને બીજું કંઇ મળવાનું ન હોય ત્યારે કાચા દાણા પણ બહુ જ સ્વાદદાર લાગે.' કબૂતરે કહ્યું.

ભૂખ શાંત થઇ એટલે તેમણે ફરી ઊડવાનું શરૂ કર્યું. બીજે દિવસે સવારે તો તેઓ દરિયાકિનારે પહોંચી ગયા. બાવલાને નીચે ઉતારી કબૂતર ઊડયું ને વાદળમાં અદૃશ્ય થયું.

દરિયાકિનારે લોકોની ભીડ ખૂબ હતી.



બાવલાએ લોકોને દરિયા તરફ જોઈ બૂમો પાડતા તથા ચાળા કરતા જોયા.

'શું થયું છે?' બાવલાએ એક ડોશીને પૂછ્યું.

'એક ગરીબ માણુસનો છોકરો ખોવાઈ ગયો છે, તે એક નાની હોડીમાં બેસી દરિયાને પેલે પાર એની શોધમાં નીકળી પડ્યો છે. આજે દરિયામાં તોફાન છે એટલે હોડકું જરૂર ડૂબી જશે.'

'એ નાની હોડી ક્યાં છે?'

'મારી આંગળીની બરોબર સીધાં.' ડોશીએ આંગળીથી દૂર ક્ષિતિજમાં નાનું હોડકું બતાવતાં કહ્યું. દૂરથી નાળિયેરની કાચલી જેવી લાગતી હોડીમાં એક નાનો સરખો માણુસ પણ દેખાતો હતો.

બાવલાએ તો હોડી સામે જોયા કર્યું. પછી જોરથી એક કારમી ચીસ પાડી: 'એ તો મારા બાપા છે! ઓ બાપા...રેએએએ!'

દરિયાનાં તોફાની મોજાંમાં હોડી એક પળ ઉપર આવતી તો બીજી પળે પાણીમાં જતી રહેતી હોય એમ લાગતું. બાવલો એક ખડક પર ઊભોઊભો પોતાના બાપને બૂમ પાડતો હાથ વતી નિશાની કરતો હતો. શામળે પણ પોતાનું ફાળિયું ઊંચકી હવામાં ઉડાડ્યું, અને હાથ વતી નિશાની કરી જણાવ્યું કે એનાથી કિનારે આવી શકાત તો એ જરૂર આવત. પણ દરિયો એટલો તોફાની હતો કે હલેસાં મારવાં કઠણ થઇ પડ્યાં હતાં. જોતજોતાંમાં એક ભયંકર મોજું દેખાયું, અને હોડી એની પાછળ અદૃશ્ય થઇ. ફરીથી હોડી સપાટી પર દેખાશે એ આશાએ લોકો ત્યાં ઊભા રહ્યા, પણ હોડીનું નામનિશાન પણ જણાયું નહિ.

'ગરીબ બિચારો!' કિનારે ઊભેલા માછીમારોથી બોલી જવાયું. તેમણે ત્યાંથી વેરાઇ જવાની તૈયારી કરવા માંડી, ત્યાં તો



બાવલો ખડક પરથી દરિયામાં કૂદી પડતો જણાયો

એક ચીસ સંભળાઈ. પાછું ફરીને જોયું તો બાવલો ખડક પરથી દરિયામાં કૂદી પડતો જણાયો. તે બબડતો હતોઃ 'મારા બાપાને બચાવીશ!'

બાવલો લાકડાનો બન્યો હતો, એટલે તેણે માછલાંની માફક પાણીમાં તરવા માંડ્યું. એક પળે મોજાંના જબરા બળે પાણીમાં ડૂબતો જણાતો, તો બીજી જ પળે એક હાથ ને એક પગથી તરફડિયાં મારતો એ ઉપર આવતો જણાતો. આખરે એ દેખાતો બંધ થયો.

'ગરીબ બિચારો છોકરો!' કહી માછીમારો પોતપોતાને ઘેર વિખરાઈ ગયા.

પ્રકરણ ૬ ઠ્ઠું

# મધમાખનગર

બાપને બચાવવાની આશાએ બાવલો આખી રાત દરિયામાં તર્યો. રાત પણ કેવી બિહામણી! આકાશમાંથી પાણીની અતૂટ ધારાઓ સાથે કરાનો વરસાદ! ભયંકર મેઘગર્જનાઓ! વીજળીના ઝબકારા તો એવા કે દિવસ જેવું અજવાળું લાગે.

સવાર થતાં થોડે દૂર એણે જમીન જોઈ. ભરદરિયા વચ્ચે એક બેટ હતો. કિનારે પહોંચવા એણે ખૂબ ફાંફાં માર્યાં, પણ ફોકટ. ઘાસનું તણખલું હોય તેમ મોજાંઓએ એને આમથી તેમ ખૂબ અફાળ્યો. આખરે પાણીનો એક મોટો હોડો આવ્યો અને એને ઊંચે ઉછાળી દૂર રેતીમાં પટક્યો.

બાવલો જમીન પર એટલા જોરથી પછડાયો કે એનાં પાંસળાં ને હાડકાં જાણે ભાંગી પડ્યાં. ધીમેધીમે વાદળાં વિખરાયાં. સૂર્યનારાયણ પ્રકાશ્યા. દરિયો પણ શાંત પડ્યો. ઢીંગલાએ તડકામાં કપડાં સૂકવ્યાં અને દૂર દરિયાની સપાટી પર નાનાં માણસો તથા તેમની હોડીને ઊંચોનીચો થઇ જોવા લાગ્યો. પરંતુ ઉપર આભ, નીચે પાણી ને ક્ષિતિજમાં દૂરથી માખી જેવું જણાતું સઢવાળું એક વહાણ, એટલું જ નજરે પડ્યું. આ ઉજ્જડ ટાપુ પર

પોતાને એકલો જોઈ બાવલો રડવાની અણી પર હતો, ત્યાં તો એણે કિનારાથી થોડે દૂર એક મોટી માછલીને તરતાં જોઈ.

એને જોઈ ઢીંગલાએ જોરથી બૂમ પાડી: 'એ માછલીબાઈ! મારે તમને એક વાત પૂછવી છે.'

'એક શું, બે વાત પૂછને.' માછલીએ જવાબ આપ્યો.

'મારા બાપા બેઠેલા તે નાની હોડી તમે જોઈ છે?'

'તારા બાપા કોણ છે?'

'દુનિયામાં સૌથી સારામાં સારા બાપા એ છે; જ્યારે મારા જેવો નઠારો છોકરો આખી દુનિયામાં જડવો મુશ્કેલ છે.'

'ગઈ કાલના ભયંકર તોફાનમાં હોડી તો ડૂબી જ ગઈ હશે.' માછલીએ જવાબ આપ્યો.

'અને મારા બાપા?'

'એને તો મગરમચ્છ ગળી ગયો હશે.'

'મગરમચ્છ કેવડો હશે?' બાવલાએ ધ્રૂજતાં ધ્રૂજતાં પૂછ્યું.

'મોટો! પાંચ માળની હવેલી કરતાં પણ મોટો! ને એનું મોં તો એવડું મોટું કે ઉઘાડે ત્યારે આખી આગગાડી અંદર સહેલાઈથી પેસી શકે!'

'બાપ રે!' બાવલાએ બીકથી ધ્રૂજતાં કહ્યું અને ઝટઝટ કપડાં પહેરી, 'માછલીબાઈ! માફ કરજો, તમને તસ્દી આપી.' એમ કહી ઝડપથી ચાલવા માંડ્યું.

એ એટલો ઝડપથી ચાલતો હતો કે જાણે દોડતો ન હોય. જરા પણ અવાજ થાય કે પાછળ ફરીને જુએ,—એ બીકે કે રખે

કોઇ મોટો મગરમચ્છ મોંમાં આગગાડી સાથે એની પાછળ આવતો હોય! અરધા કલાકમાં તો એક ગામ આગળ તે આવી પહોંચ્યો. એ ગામનું નામ મધમાખનગર હતું. રસ્તામાં લોકો પોતપોતાના કામ પર ઝડપથી જતા હતા.

'અરે રામ! આ ગામમાં તે કેમ ફાવે!' આળસુ બાવલાથી બોલી જવાયું.

ભૂખ તો કકડીને લાગી હતી. ચોવીસ કલાકમાં તેણે કંઇ પણ ખાધું નહોતું—કાચા દાણા પણ નહિ!

ખાવાનું મેળવવાના બે રસ્તા હતા. એક તો મજૂરી કરી પૈસા કમાઇને. બીજો પૈસાની કે ખાવાનાની ભીખ માગીને. ભીખ માગતાં તો એને શરમ લાગતી હતી, કારણકે એના બાપે કહ્યું હતું કે માત્ર અશક્ત અને ઘરડાંઓને જ ભીખ માગવાનો હક્ક છે; બીજાઓની તો કામ કરીને જ પેટ ભરવાની ફરજ છે. એવા લોકો જો કામ ન કરે તો તેમનો ભૂખથી રિબાયા સિવાય છૂટકો જ નહિ.

એટલામાં એક થાકેલો માણસ હાંફતોહાંફતો એ રસ્તેથી એકલે હાથે કોલસાનાં બે ગાડાં ખેંચીને જતો હતો.

બાવલાને લાગ્યું કે એ ભલો માણસ છે. તે એની પાસે ગયો ને શરમથી નીચું જોઈ ધીમે અવાજે બોલ્યો: 'મને એક પૈસો આપવાની દયા કરશો? હું ભૂખ્યો છું.'

'આ ગાડાં મારે ઘેર ખેંચી જવામાં મદદ કરે તો એક શું પણ બે પૈસા આપીશ.'

'અરે વાહ!' બાવલાને અપમાન લાગ્યું હોય એવા અવાજે



બોલ્યો: 'હું કાંઇ ગધેડો નથી કે ગધેડાનું કામ કરૂં.'

'બહુ સારૂં.' એ માણસે જવાબ આપ્યો: 'જો તું ખરેખર ભૂખ્યો હોય તો તારા અભિમાનના બે ઘૂંટડા ગળજે અને જોજે કે એથી તને અપચો ન થાય!'

થોડી વારમાં એક કડિયો ચૂનાનો કોથળો ખાંધે નાખીને જતો હતો. તેને જોઇ બાવલાએ પૂછ્યું: 'ભલા મહેરબાન! એક ગરીબ છોકરો ભૂખથી કંટાળેલો બગાસાં ખાઈ રહ્યો છે, તેને એક પૈસો આપશો?'

'ખુશીથી.' એ માણસે જવાબ દીધો. 'એક તો શું પણ પાંચ; પરંતુ આ ચૂનો ઉપાડવામાં મદદ કરે તો.'

'ચૂનાનો કોથળો તો ભારે છે.' બાવલાએ વાંધો ઉઠાવ્યો, 'એ ઊંચકું તો હું થાકી જાઉં.'

'જો થાકી જવાની બીક લાગતી હોય તો બગાસાં ખાતા બેસી રહો!'

અરધા કલાકમાં તો વીસેક જણુ એ રસ્તેથી પસાર થયા. બાવલાએ બધા પાસે ભીખ માગી. બધા તરફથી તેને એકનો એક ઉત્તર મળ્યો: 'તને ભીખ માગતાં શરમ નથી આવતી? રસ્તા પર આળસુની માફક રખડે છે તેના કરતાં થોડું કામ કરીને પેટ ભર ને!'

આખરે એક ભલી બાઈ પાણીનું બેડું ભરીને જતી હતી તેને બાવલાએ કહ્યું, 'મને થોડું પાણી આપશો? બહુ તરસ લાગી છે.'

'પીવું હોય તેટલું પી, છોકરા.' એમ કહી બાઇએ બેડું નીચે મૂક્યું.

બાવલાએ પેટ ભરીને પાણી પીધું. તરસ છીપી એટલે ધીમેથી બબડ્યો: 'મારી તરસ તો મટી. હવે મારી ભૂખ કોઈ ભાગે તો!'

આ શબ્દો સાંભળી પેલી ભલી બાઇ એકદમ બોલી ઊઠી: 'આ બેડું ઘેર લઇ જવામાં મદદ કરે તો ઘેર જઈને ચીરી રોટલો આપીશ.'

બાવલો હા કે ના નો જવાબ દીધા વિના ગાગરો સામે જોઈ રહ્યો.

'ચીરી રોટલો સાથે તાંસળું મોળી છાશ.' બાઇએ ઉમેર્યું.

બાવલો ગાગર સામે જોઈ જ રહ્યો.

'અને તે ઉપરાંત રોટલા સાથે ખાવા મીઠું મીઠું મધ!'

મધનું નામ સાંભળી બાવલાથી ન જ રહેવાયું; ને નિશ્ચય પર આવતો હોય તેમ કહ્યું: 'એક ગાગર હું ઉપાડીશ.'

ગાગર મોટી એટલે બાવલાને માથા પર ઉપાડવી પડી. ઘેર જઈ ભલી બાઇએ બાવલાને પાટલા પર બેસાડ્યો ને રોટલાનો મોટો કકડો, મધ ને તાંસળું ભરીને જાડી છાશ એની આગળ મૂક્યાં.

બાવલાએ તો ખાઉધરાની માફક ખાવાના પર હુમલો કર્યો. ભૂખ જરા શાંત થતાં એ ભલી બાઈનો ઉપકાર માનવા એણે મોં ઊંચું કર્યું ત્યાં તો તે 'ઓ!' કરીને અજાયબીની ચીસ પાડી ઊઠ્યો, ને બાઈ સામે કોળિયાથી ભરેલું મોં ઉઘાડું રાખી જોઇ રહ્યો!

'કેમ, શું થયું?' ભલી બાઈએ હસતાંહસતાં પૂછ્યું.

'એ.... ....' બાવલો બોલવા લાગ્યો: 'એ........તમે કેટલાં સરખાં........તમને જોઈને મને....હા હા....એ જ અવાજ....એ જ આંખો....અરે! તમને પણ એના જેવા જ ભૂરા વાળ છે.... ઓ પરીમા, મને કહો કે એ તમે જ છો. મને રડાવો નહિ. મેં કેટલું સહન કર્યું છે.... હું કેટલો રડ્યો છું એ જો તમને ખબર હોય...........'

બાવલો તો નીચે પડી બાઈના પગ પકડી ડૂસકે ડૂસકે રડવા લાગ્યો.

પહેલાં તો પેલી બાઈએ પોતે ભૂરા વાળવાળી પરી હોવાનો ઇનકાર જ કર્યો; પણ જ્યારે જોયું કે ખરેખર પોતે પકડાઈ જ ગઈ

ત્યારે બાવલાને કહ્યું: 'લુચ્ચા! તેં મને કેમ કરતાં ઓળખી કાઢી?'

'એ બતાવી આપે છે કે તમે મને કેટલાં વહાલાં છો.'

'તને યાદ છે કે તું મને છોડીને ગયો ત્યારે તો હું જુવાન હતી. હવે તો મારા વાળ થોડા ધોળા થવા આવ્યા.'

'તમે એટલાં જલદી કેમ મોટાં થઇ ગયાં?'

'એનો તો ભેદ છે.'

'એ ભેદ મને સમજાવો. જુઓ ને, હું કેટલો નાનો છું? મારે મોટા થવું છે.'

'પણ તું તો વધી શકે જ નહિ.'

'કેમ?'

'તું ઢીંગલો, માટે.'

'ઢીંગલો રહીને હું તો કંટાળ્યો. મારાથી માણસ ન થવાય?'

'થવાય, જો એટલી લાયકાત હોય તો.'

'ખરેખર? શી લાયકાત?'

'પહેલાં સારો છોકરો થતાં શીખ.'

'હું સારો નથી?'

'જરા પણ નહિ. સારા છોકરા કહ્યાગરા હોય...'

'અને હું કોઇનું માનતો નથી!'

'સારા છોકરાને ભણવું ગમે, કામ કરવું ગમે; અને તું...'

'હું રખડેલ છું.'

'સારા છોકરા સાચું બોલે.'

'હું હમેશાં જુઠું બોલું છું.'

'સારા છોકરા ડાહ્યા થઈ નિશાળે જાય.'

'નિશાળનું નામ સાંભળી મને તાવ આવે છે. પણ આજથી હું મારૂં જીવન બદલીશ.'

'મને વચન આપે છે?'

'હું તમને વચન આપુ છું કે આજથી હું ડાહ્યો છોકરો થઈશ. મારા બાપાને—મારા બાપા ક્યાં છે?'

'મને ખબર નથી.'

'હું એમને કોઈ દિવસ મળીશ ખરો?'

'હા જરૂર; મારી ખાતરી છે.'

આ સાંભળી બાવલાને તો એટલી ખુશી થઈ કે પરીના બંને હાથ લઇ એણે ખૂબ ચૂમ્યા.

'તમે ખરેખરાં જ જીવો છો ને? આ સ્વપ્નું તો નથી ને?' એનાથી બોલી જવાયું.

'જીવતી હોઉં એમ લાગે છે તો ખરૂં.'

'જ્યારે મેં આરસના પથ્થર પર વાંચ્યું કે 'અહીં ભૂરા વાળવાળી છોકરી મરણ પામી છે...' ત્યારે મને જે દિલગીરી થઈ ને ગળું રૂંધાયું તે જો તમને ખબર હોય......'

'મને ખબર છે. તેથી જ તને માફી આપી. તારી સાચી લાગણી જોઇ મને જણાયું કે તારૂં હૃદય શુદ્ધ છે. છોકરાંઓ રખડેલ ને ખરાબ ટેવવાળાં હોય, પણ હૃદય સ્વચ્છ હોય તો એમને સુધરવાની આશા ખરી. એટલે જ હું પાછી તને શોધતી અહીં આવી. હું તારી મા થઇને રહીશ.'

'કેવી મજા!' બાવલો આનંદથી કૂદતાં બોલ્યો.

'હું કહું તે તારે કરવું.'

'ખુશીથી! ખુશીથી!'

'કાલથી તારે નિશાળે જવાનું.'

બાવલાનો ઉત્સાહ જરા નરમ પડ્યો.

'તારે તારી મરજી પ્રમાણે કોઇ ઉદ્યોગ કે કામ શીખવું.'

બાવલો એકદમ ગંભીર બની ગયો.

'મનમાં શું બબડે છે?' પરીએ જરા ગુસ્સે થઈ પૂછ્યું.

'હું એમ કહેતો હતો,' બાવલાએ ધીમા અવાજે કહ્યું, 'કે નિશાળે જવાને માટે તો હવે બહુ મોડું થઈ ગયું.'

'જરા પણ નહિ. યાદ રાખ કે જ્ઞાન મેળવવા માટે કોઇ દિવસ મોડું થયું કહેવાય જ નહિ.'

'પણ મારે એકે ઉદ્યોગ કે કળા શીખવાં નથી.'

'કેમ?'

'કારણ કે કામ કરવાથી હું થાકી જાઉં છું.'

'બાવલા!' પરીએ કહ્યું, 'જે કોઇ એવું બોલે તેને પોતાના દિવસ કાં તો કેદખાનામાં કે કાં તો દવાખાનામાં પૂરા કરવા પડે. ગરીબ કે તવંગર દરેક જણે આ દુનિયામાં કામ તો કરવાનું છે જ. આળસ એ બહુ ખરાબ રોગ છે. એનાથી તો નાનપણથી જ દૂર રહેવું, કારણકે એક વાર મોટા થયા પછી એમાંથી છૂટાય જ નહિ.'

આ સાંભળી બાવલાને ખૂબ લાગ્યું. મોં ઊંચું કરી તે બોલ્યો: 'હું અભ્યાસ કરીશ. હું કામ કરીશ. પરીમા, તમે જે કહેશો તે હું કરીશ. ઢીંગલો રહીને હું તો કંટાળ્યો છું. છોકરો બનવાને હું બનતો પ્રયત્ન કરીશ. તમે મને વચન આપો છો ને, કે હું છોકરો થઇશ?'

'હા જરૂર. તારા જ હાથમાં છે.'

બીજા દિવસથી બાવલાએ નિશાળે જવા માંડ્યું. બધાં બાળકોને તો એક ઢીંગલાને નિશાળે આવતો જોઇ બહુ જ મજા પડી. બધાંએ પેટ પકડીને ખૂબ હસવા માંડ્યું. બધાંએ બાવલાની ખૂબ મશ્કરી કરવા માંડી. કોઈએ એની ટોપી ઊંચકી લીધી ને કોટ પાછળથી તાણ્યો. કોઇએ વળી કાળી શાહીથી એના નાક નીચે મૂછો ચીતરવાનો પ્રયત્ન કર્યો. કોઈએ એને હાથે ને પગે દોરા બાંધી નચાવવાની કોશિશ કરી.

થોડો વખત તો બાવલાએ મૂગે મોંએ બધું સહન કર્યું. પણ પછી એની ધીરજ ખૂટી. જે એને બહુ જ ચીડવતા હતા તેની તરફ ફરી ગુસ્સે થઈ બોલ્યો: 'સંભાળજો છોકરાઓ, હું કાંઈ તમારૂં રમકડું થવા નથી આવ્યો. હું બીજા તરફ સભ્યતાથી વર્તું છું ને બીજા મારી તરફ સભ્યતાથી વર્તે એમ ઈચ્છું છું.'

બાવલાનાં આ નીડર અને ગંભીર વચનોથી નિશાળના છોકરાઓ પર ઊંડી છાપ પડી. બધા એના મિત્ર બન્યા, ને એને ચહાવા લાગ્યા. મહેતાજીએ પણ એનાં વખાણ કરવા માંડ્યાં, કારણ બાવલો અભ્યાસમાં ખૂબ ધ્યાન આપતો. તે મહેનતુ અને

હોશિયાર હતો—સૌથી વહેલો નિશાળે પહોંચતો ને સૌથી છેલ્લો નિશાળ છોડતો.

એનામાં એક ખોડ હતી. બધાની સાથે દોસ્તી કરવાની ટેવ. એના મિત્રોમાં કેટલાક લુચ્ચા ને આળસુ છોકરાઓ હતા, જેમને અભ્યાસથી કંટાળો આવતો અને તોફાન કરવામાં જ મજા માનતા.

મહેતાજી એવા મિત્રોની સોબત ન કરવા એને ચેતવતા. પરી પણ હમેશાં કહેતી: 'બાવલા, સંભાળજે, આ તારા ખરાબ સોબતીઓની સંગતથી તને પણ અભ્યાસ તરફ કંટાળો ન આવે; એવા મિત્રોની સંગતથી તારી પર કોઈ દિવસ દુઃખ ન આવી પડે!'

એક દિવસ બાવલો નિશાળે જતો હતો, ત્યાં રસ્તામાં એના દોસ્તો મળ્યા. તેમણે પૂછ્યું: 'તેં ખબર સાંભળી કે?'

'ના. શેની?'

'દરિયામાં એક પહાડ જેવડો મોટો મગરમચ્છ આવ્યો છે.'

'ખરેખર? મારા બાપાને ગળી ગયો તે મગરમચ્છ તો નહિ હોય?'

'અમે દરિયાકિનારે જઇએ છીએ; તું આવીશ?'

'ના ભાઇ; હું તો નિશાળે જાઉં છું.'

'નિશાળ નિશાળ શું કરે છે? એક પાઠ વધારે શીખ્યા કે એક પાઠ ઓછો, તેમાં આપણી અક્કલમાં ફેર નહિ પડે.'

'પણ મહેતાજી શું કહેશે?'

'મહેતાજીને જે કહેવું હોય તે કહે. આખો દિવસ બગાડ-

વાને માટે તો એ પગાર ખાય છે!'

'અને પરીમા?'

'પરીમાને ખબર શું કામ પડે?' ખરાબ છોકરાએ કહ્યું.

'ત્યારે ભલે.' બાવલાએ કહ્યું, 'મારે પણ કેટલાંક કારણસર મગરમચ્છ જોવો તો છે જ. પણ નિશાળ છૂટશે પછી જઈશ.'

'બાપડો મૂરખો!' એક છોકરો બોલ્યો: 'એ બિચારી માછલી તારી સગવડ સાચવી તારી રાહ જોતી ઊભી રહેશે, કેમ? અહીંથી કંટાળશે એવી થોડી વારમાં બીજી તરફ જશે.'

'અહીંથી કિનારે જતાં કેટલો વખત લાગે?' બાવલાએ પૂછ્યું.

'એક કલાકમાં તો ત્યાં જઈ પાછા આવીશું.'

'ચાલો ત્યારે.' બાવલો બોલ્યો: 'મારો દોડ. જે વહેલો પહોંચે તે રાજા!'

આટલું કહેતાં તો છોકરાઓ ભણવાની ચોપડીઓ બગલમાં મારી ખેતરો કુદાવતા દોડ્યા. બાવલો સૌથી આગળ પહોંચ્યો. એના પગને તો જાણે પાંખો જ આવી હતી!

પ્રકરણ ૭ મું

# બાવલો બન્યો

બાવલો કિનારે પહોંચ્યો, ત્યાં એણે મગરમચ્છ જેવું તો કંઈ દીઠું નહિ. શાંત દરિયો કાચ જેવો પારદર્શક લાગતો હતો.

'ક્યાં છે મગરમચ્છ?' બાવલાએ પૂછ્યું.

'જમવા ગયો હશે.' એક જણ હસતાંહસતાં બોલ્યો.

'બપોરનો આરામ લેવા ઊંઘતો હશે.' બીજાએ વધારે મોટેથી હસતાં કહ્યું.

એ લોકોના આવા જવાબ ને હસવાથી બાવલાને લાગ્યું કે એને બનાવવામાં આવ્યો હતો. એને ખૂબ ગુસ્સો ચડ્યો. તે ગુસ્સામાં બોલ્યોઃ

'મગરમચ્છ વિષે વાત જોડી કાઢી મારી મશ્કરી કરવાથી તમારા હાથમાં શું આવ્યું?'

'શું આવ્યું? અમને ખૂબ મજા પડી.' બધા છોકરા સામટા બોલ્યાઃ 'તારી નિશાળ મુકાવી તને અહીં લાવવાની ગમ્મત પડી. દરરોજ વખતસર નિશાળે જતાં ને બરોબર અભ્યાસ કરતાં તને શરમ નહોતી આવતી? અભ્યાસમાં ખંત રાખતાં તને લાજ નથી આવતી?'

'હું ખંતથી અભ્યાસ કરૂં તેમાં તમારૂં શું જાય છે?'

'શું જાય છે? સારો અભ્યાસ કરે એટલે મહેતાજીનો વહાલો બને. અમારી ઉપર મહેતાજી કરડી નજરે જુએ. તારા જેવા ગદ્ધાવૈતરૂં કરનારા છોકરાની સરખામણીમાં અમારા જેવા તો નઠારા જ ઊતરે ને? એ કેમ ખમાય? અમને પણ સ્વમાન હોય ને?'

'ત્યારે તમને ખુશી કરવા માટે મારે શું કરવું?'

'તારે પણ નિશાળ, મહેતાજી ને અભ્યાસ, એ અમારા ત્રણ મોટા દુશ્મનોને ધિક્કારવા.'

'અને જો મારે ભણવું હોય તો?'

'તો પછી તારે અમારી સાથે કાંઇ સંબંધ ન રાખવો. પહેલી જ તકે તને બતાવી આપીશું કે એમ કરવાથી કેટલો ગેર-ફાયદો છે.'

'ખરેખર!' ઢીંગલાએ ડોકું ધુણાવતાં કહ્યું: 'તમારા શબ્દો સાંભળી ગધેડાને પણ હસવું આવે.'

'કેમ બાવલા?' સૌથી મોટો છોકરો આગળ આવી બરાડ્યો: 'કંઇ બહુ મોટાઈ મારવા જાય છે? તું જો અમારાથી ન બીતો હોય તો અમે ક્યાં તારાથી બીએ એવા છીએ? યાદ રાખ કે અત્યારે તો તું એકલો ને અમે સાત જણ છીએ.'

'સાત બલાઓ.' બાવલો ખડખડ હસતાં બોલ્યો.

'જો, એણે બલા કહી આપણું અપમાન કર્યું!'

'બાવલા! અમારી માફી માગ. નહિતર પરિણામ સારૂં નહિ આવે.'

'હી—હી—હી—!' બાવલો હસતો જ રહ્યો.

'બાવલા! આ ઠીક નથી કરતો.....'

'હા! હા! હા!'

'ગધેડાની માફક તને ડીફાં પડશે!.....'

'હી! હી! હી!'

'ભાંગેલા નાક સાથે ઘેર જવું પડશે!.....'

'હા! હા! હા!'

'હા! હા! હા!' સૌથી જબરા છોકરાએ ચાળા પાડ્યા ને 'લે, લેતો જા.' કહી એણે બાવલાના નાક પર જોરથી મુક્કી મારી.

બાવલો કંઇ પાછો હઠે તેવો નહોતો. એ પણ સામે થયો. થોડી વારમાં લડાઇ ખૂબ જામી. બાવલો એકલો હતો, છતાં જોરથી લડ્યો. એના પગ જે કઠણમાં કઠણ લાકડાના બન્યા હતા, તેનો તેણે સારી પેઠે ઉપયોગ કર્યો. છોકરાને દૂર ને દૂર રાખ્યા. જ્યાં જ્યાં એની લાતો વાગી ત્યાંત્યાં લીલઝામાં પડ્યાં. છોકરાઓ પણ ચીડાયા. પાસે જઇ હાથોહાથ ન લડી શકાય એટલે બીજાં હથિયારોનો ઉપયોગ કરવા માંડ્યો. પોતાનાં દફતર છોડી અંદરથી ચોપડીઓ કાઢી—વ્યાકરણ, ભૂગોળ, અંકગણિત, વાચનની ચોપડી વગેરે બાવલાના માથા પર પડવા લાગ્યાં. બાવલો પાછળ હતો, એટલે જેવું પુસ્તક એના તરફ આવતું દેખતો કે બેસી જતો ને ચોપડી દરિયામાં પડતી!

માછલીઓ તો ખાવાનું જાણી ખૂબ ટોળામાં એકઠી થવા લાગી. પણ એકાદ પાનું ખાઈ 'આ તે કંઇ ખાવાનું છે? આના

કરતાં વધારે સારૂં અમને મળે છે,' એમ કહેતી હોય તેમ મોં બગાડી થૂંકી નાખવા લાગી.

પોતાની ચોપડીઓ પૂરી થઈ એટલે આઘે વાડમાં બાવલાનું પાકીટ જોઇ તે લેવા છોકરાઓ દોડયા.

તેમાં અંકગણિતનું પૂઠું બહુ જ જાડું હતું. એક છોકરાએ એ ઉપાડી બાવલાના માથા પર બધું જોર કાઢીને ફેંકયું.

કમનસીબે એ બાવલાને વાગવાને બદલે એના જ સોબતી-માંના એકના લમણામાં વાગ્યું.

'ઓ મા! મરી ગયો!....' કરતો એ છોકરો જમીન પર ઢળી પડચો. એ ખરેખર જ મરી ગયો છે જાણી બીજા છોકરાઓ તો ગામ ભણી જીવ લઇને નાઠા ને થોડી પળમાં તો કયાંના કયાં જતા રહ્યા.

બાવલો ત્યાં જ રહ્યો. બીક અને દુઃખથી લગભગ મરવા જેવો થઇ ગયો હતો, છતાં દોડીને દરિયાના પાણીમાં રૂમાલ ભીનો કરી લાવ્યો અને બેભાન છોકરાના માથા પર તે પાણી લગાડવા લાગ્યો.

'ઓ નટવર...! ઓ નટુ...! તારી આંખ ઉઘાડ. મારી સામે જો. મેં તને નહોતું માર્યું, નટવર! આંખ ઉઘાડ. હવે શું કરૂં? કેમ કરીને ઘેર જઈશ? મારી માને શું કહીશ? મારૂં શું થશે? નિશાળે ગયો હોત તો કેવું સારૂં? આ લોકોનું શું કામ સાંભળ્યું? મારી માએ ને મહેતાજીએ પણ મને ચેતવણી આપી હતી કે નઠારા છોકરાની સોબત ન કરવી. હું કેવો હઠીલો છું? એ લોકો

જાણે છો બોલતાં. હું તો મારૂં ધાર્યું કરૂં! તેની શિક્ષા મારે ખમવાની. આ દુનિયામાં પેદા થયો છું ત્યારથી સુખની એક ઘડી મેં જોઇ નથી. અરે! મારૂં શું થશે?'

બાવલાએ ધ્રુસકે ધ્રુસકે રડવા માંડ્યું. તે વાળ તોડવા, કપાળ કૂટવા ને નટવરનું નામ દઈ તેને મોટેથી બોલાવવા લાગ્યો.

એકાએક એણે કોઇનો પગરવ સાંભળ્યો ને પાછું ફરી જોયું તો બે સિપાઈઓને આવતા દીઠા.

'શું કરે છે?'

'મારા મિત્રને મદદ કરૂં છું.'

'એને વાગ્યું છે?'

'એમ લાગે છે.'

'આ છોકરાને લમણામાં ઘા લાગ્યો છે.' સિપાઇએ નીચા વળી તપાસતાં કહ્યું: 'એને કોણે માર્યું?'

'મ.... મ.... મેં....નહિ.' ઢીંગલો ત–ત–પ–પ કરતાં બોલ્યો.

'તેં નહિ તો કોણે?'

'મેં નહિ.' બાવલો ફરી બોલ્યો.

'શાથી ઘા થયો?'

'આ ચોપડીથી.' કહી બાવલાએ જમીન પરથી અંકગણિત ઉપાડી સિપાઈને આપ્યું.

'આ ચોપડી કોની છે?'

'મારી.'



સિપાઈઓએ થોડા માછીમારોને બોલાવીને કહ્યું: “આ છોકરો જખમી થયો છે. તેને તમને સોંપીએ છીએ.”

'એથી વધારે પુરાવો શો હોય? અમારી સાથે ચાલ.'

'પણ હું નિર્દોષ છું..........'

'ચલાવ, અમારી સાથે.'

જતાં પહેલાં સિપાઈઓએ થોડા માછીમારોને બોલાવીને કહ્યું: 'આ છોકરો જખમી થયો છે. તેને તમને સોંપીએ છીએ. એની સંભાળ રાખજો. પાછા કાલે આવી એને લઈ જઈશું.'

બાવલાને બંનેની વચમાં લઇ, 'ચલાવ, પગ ઉપાડ' કહી સિપાઈઓ ગામ તરફ ચાલ્યા. બાવલાના ગભરાટનો પાર નહોતો. આંખે અંધારાં આવવા લાગ્યાં. પગ થરથર ધ્રૂજવા લાગ્યા. એની જીભ તાળવે ચોંટી. એક શબ્દ પણ એનાથી ન બોલાયો. સિપાઈના કબજામાં પરીમાના ઘર આગળથી પસાર થવું પડશે એ વિચારે એને બહુ જ બાવરો બનાવ્યો. એના કરતાં મરવું વધારે બહેતર, એમ બાવલાને લાગ્યું.

ગામને સીમાડે પહોંચ્યા ત્યાં પવનના ઝપાટાથી બાવલાની ટોપી ઊડી ગઈ.

'મને ટોપી લેવા જવાની રજા આપશો?' બાવલાએ સિપાઈની રજા માગી.

'જા, પણ જલદી પાછો આવ.'

બાવલાએ દોડતાં જઇ ટોપીને પકડી પાડી. પણ માથે પહેરવાને બદલે દાંતમાં પકડી મુઠ્ઠીઓ વાળી જોરથી કિનારા તરફ નાસવા માંડ્યું. સિપાઈઓએ જોયું કે એમનાથી દોડીને બાવલાને પકડાશે નહિ, એટલે એની પાછળ પોતાના મોટા કૂતરાને મોકલ્યો.

બાવલો ખૂબ દોડ્યો, પણ કૂતરાની ઝડપ ઘણી હતી. બંનેના દોડવાથી દડ એટલો ઊડ્યો કે ધૂળના ગોટેગોટામાં બેઉ જણ દેખાતા બંધ થયા.

લાલીઓ કૂતરો એવો સપાટાબંધ દોડ્યો કે બાવલાની લગભગ પાસે જઈ પહોંચ્યો. એનો હાંફવાનો અવાજ પણ બાવલો સાંભળી શકતો હતો. થોડીવારમાં તો લગોલગ થઈ ગયો. તેનો ગરમ શ્વાસ બાવલાને લાગવા માંડ્યો. પરંતુ કિનારો પણ નજદીક આવી પહોંચ્યો હતો. ત્યાં પહોંચતાં જ બાવલાએ દરિયામાં ભૂસકો માર્યો. કૂતરાને ભૂસકો મારવો નહોતો, પણ શિકારની ઝનૂનમાં એ પણ બાવલા પાછળ કૂદી પડ્યો.

કમનસીબે એને તરતાં આવડતું નહોતું, એટલે પગ પછાડી જેમતેમ તરવા લાગ્યો. પણ ફોકટ. તેણે પાણીની નીચે ને નીચે જ જવા માંડ્યું. મહા મહેનતે ફરી ઉપર આવ્યો. બીકથી એના ડોળા જાણે બહાર નીકળી પડશે એમ લાગતું હતું. એણે તો ભસીને બૂમ પાડવા માંડી: 'ડૂબું છું—ડૂબું છું.'

'ખુશીથી.' બાવલાએ થોડે દૂરથી પોતે સહીસલામત છે જાણી બૂમ પાડી.

'મને મદદ કર, બાવલા! મને મરતો બચાવ.' કૂતરો કરગર્યો. બાવલાનું હૈયું પોચું હતું. આ કારમી ચીસ સાંભળી એનું હૃદય પીગળ્યું. તે બોલ્યો: 'હું તારી જિંદગી બચાવું તો પછી મારી પાછળ દોડીશ તો નહિ ને?'

'હું તને વચન આપું છું કે નહિ દોડું. ઈશ્વર ખાતર ઝડપ

કર. એક પળ પણ ગુમાવીશ તો હું મરી જઈશ.'

બાવલો જરા અચકાયો, પરંતુ એના બાપના શબ્દો યાદ આવ્યા કે સારૂં કામ કદી નકામું જતું નથી. તે લાલીઆ પાસે તરતોતરતો ગયો અને તેની પૂંછડી પકડી, તરીને તેને રેતીમાં ઘસડી ગયો.

કૂતરાએ તો એટલું પાણી પીધું હતું કે એનાથી ઊભા પણ નહોતું રહેવાતું. એ તો ફુગારાની માફક ફૂલી ગયો હતો.

ઢીંગલાને એનો બહુ વિશ્વાસ કરવો યોગ્ય ન લાગ્યો, એટલે તે પાછો પાણીમાં જતો રહ્યો. થોડે દૂર ગયા પછી એણે બૂમ પાડી: 'આવજે લાલીઆ!'

'આવજે બાવલા!' કૂતરાએ જવાબ દીધો. મારી જિંદગી બચાવી તે માટે તારો મોટો ઉપકાર. તેં ભલું કર્યું છે તો તેનો બદલો તને જરૂર મળશે.'

બાવલો કાંઠેકાંઠે આગળ તરવા લાગ્યો. આખરે લાગ્યું કે હવે પકડાવાનો ભય નથી ત્યારે થોભ્યો. કિનારા પર જોયું તો ખડકોમાં એક ગુફા જોઇ. એમાંથી ધુમાડો નીકળતો હતો.

'ગુફામાં જરૂર તાપણી હશે. તાપવાનું ને ભીનાં કપડાં સૂકવવાનું ઠીક મળશે. પછી શું કરીશ? પછીની વાત પછી.' એમ વિચારી કિનારા આગળ ગયો ને ગુફામાં જવા માટે ઉપર ચડવા લાગ્યો.

પણ ત્યાં તો ઉપર ઘસડાતો હોય એમ લાગ્યું. એણે છૂટવા-ને બહુ પ્રયત્ન કર્યો, પણ ફોકટ. એક મોટી જાળ જેમાં અનેક

નાની મોટી માછલીઓ છૂટવાને તરફડિયાં મારી રહી હતી તેમાં એ પણ સપડાયો હતો!

તે જ વખતે ગુફામાંથી એક ભયંકર આકૃતિવાળો માછીમાર બહાર આવ્યો. દેખાવે તે એટલો બદસૂરત હતો કે કોઈ ભયાનક દરિયાઈ પ્રાણી જેવો જ લાગતો હતો. માથા પર વાળને બદલે લીલું ઘાસ ઊગી નીકળ્યું હતું. એની ચામડી પણ લીલી. આંખો પણ લીલી. એની જમીન સુધી પહોંચતી લાંબી દાઢી પણ લીલી હતી! લીલા રંગનો સરડો પાછલા પગે ઊભો હોય તેવો તે લાગતો હતો.

જાળ પાણીની બહાર કાઢી, માછીમારે ઈશ્વરનો ઉપકાર માન્યો ને બબડ્યો: 'આજે પણ પુષ્કળ માછલીઓ ખાવા મળશે.'

'કેવું સારું કે હું માછલી નથી!' બાવલાને જરા આશા આવતાં છુટકારાનો દમ લેતાં બબડ્યો.

જાળને લઈ માછીમાર ગુફામાં ગયો. અંદર અંધારું ઘોર હતું. પ્રકાશમાં વચ્ચોવચ એક તાપણી બળતી હતી. તેના પર એક કઢાઈ હતી. માછીમાર પાવડા જેવા હાથે જાળમાંથી એક પછી એક માછલી કાઢવા લાગ્યો. કાઢીકાઢીને પાસેની એક ખાલી બાલદીમાં નાખતો ગયો. આટલી બધી માછલી જોઈ એના મોંમાં પાણી છૂટ્યું.

છેક છેવટે બાવલાને જોઈ માછીમારની લીલી આંખો અજાયબીથી મોટી થઈ. જરા બીતાં તે બબડ્યો: 'આ વળી કયી જાતની માછલી છે? આવી તો મેં કોઈ દિવસ ખાધી નથી.'

આંખો ફાડી એ તો ખૂબ ધ્યાનથી તપાસવા લાગ્યો: 'કાચબા જેવું કાંઈક લાગે છે.'

બાવલો ગુસ્સામાં બોલ્યો: 'કાચબો તું! હું તો ઢીંગલો છું.'

'ઢીંગલો?' માછીમાર બોલ્યો: 'એ વળી નવી જાતની માછલી છે. વધારે સ્વાદથી ખવાશે.'

'મને ખાઈશ? તને કહું છું કે હું માછલી નથી. જોતો નથી કે હું સાંભળી શકું છું ને વાત કરી શકું છું?'

'એ વાત ખરી.' માછીમારે જવાબ દીધો, 'તું અક્કલવાળી ને વાતો કરી શકે એવી માછલી છે તેથી તારી યોગ્ય કદર કરીશ. તને કેવી રીતે રાંધીને ખાઉં એ તું જ મને કહે.'

'મારી કદર કરવી હોય તો તો મને છોડી દે કે મારે ઘેર જાઉં.'

'તું મને બનાવે છે. તારા જેવી નવાઈની માછલીને ખાવાની મૂકી જવા દઉં? તારા જેવી માછલી કંઈ દરરોજ પકડાતી નથી. મને લાગે છે કે બીજીની માફક તને પણ તળીને જ ખાઈશ. કહે તો કકડા કરીને તારાં ભજિયાં તળું!'

આ સાંભળી બાવલો તો રડવા લાગ્યો ને જીવ બચાવવા કાલાવાલા કરવા લાગ્યો.

'હું નિશાળે ગયો હોત તો કેવું સારૂં? ખરાબ સોબતીઓની સલાહ કેમ માની? ઊહું.... હું.... હું. ઓ બાપાજીરે-એએએએએ?' કરીને બાવલો ડચકાં ખાતાં રડવા લાગ્યો.

માછીમારના હાથમાંથી છટકવાને બાવલાએ ખૂબ ફાંફાં માર્યાં, પણ ફોકટ. માછીમારે એક મજબૂત ઘાસની દોરી લઈ

બાવલાનાહાથપગ બાંધ્યા ને બીજી માછલીઓ સાથેએને બાલદી-માં નાખ્યો.

એક વાડકામાં લોટ લાવી માછીમાર તેમાં માછલીઓને એક પછી એક બોળી પેણામાં નાખી તળવા લાગ્યો.છેલ્લો બાવલાનો વારો આવ્યો. મોત—આવું ભયંકર મોત—પાસે આવ્યું જાણી બાવલો એટલો ધ્રૂજવા લાગ્યો કે એનાથી એક શબ્દ પણ બોલાયો નહિ. માત્ર દયામણી આંખો કરી તેણે માછીમારનું હૈયું પિગળાવવા પ્રયત્ન કર્યો.

પરંતુ એણે તો જરા પણ દરકાર કર્યા વિના બાવલાને પાંચ છ વખત લોટમાં બોળ્યો.

જેવો માછીમાર બાવલાને પેણામાં નાખવા જાય છે ત્યાં ગુફાના મોં આગળ એક મોટો કૂતરો દેખાયો. તળાતી માછલી-ઓની ગંધથી આકર્ષાઇ તે ત્યાં આવ્યો હશે એમ લાગ્યું.

'હડે! હડે!' માછીમારે લોટથી લદબદ થયેલા બાવલાને ઊંચો ઉગામતાં ઘાંટો પાડ્યો. ભૂખ્યા ડાંસ કૂતરાએ જવાબમાં માત્ર પૂંછડી જ હલાવીને મોંએથી જરા દયામણો અવાજ કાઢ્યો. જાણે કહેતો ન હોય કે મને થોડું ખાવાનું આપ, એટલે જતો રહીશ.

'જતો રહે!' ફરીથી માછીમાર બરાડ્યો ને લાત મારવા પગ ઊંચક્યો. ભૂખનો માર્યો કૂતરો પણ વિકરાળ બન્યો ને ઘૂરકીને દાંત કચકચાવ્યા.

તે જ પળે ગુફામાં એક નબળો ગળગળો અવાજ સંભળાયો:

'લાલીઆ! દોસ્ત, મને બચાવ. નહિતર આ જમદૂત મને પેણામાં નાખીને તળી કાઢશે!'

કૂતરાએ બાવલાનો અવાજ ઓળખ્યો. માછીમારના હાથમાં કણેકના લોચા જેવી લાગતી ચીજમાંથી આ અવાજ આવે છે જાણી લાલીઆને બહુ જ નવાઇ લાગી. એણે તો કૂદકો મારી એ લોચાને મોંમાં પકડ્યો ને દાંત વચ્ચે નરમાશથી પકડી ગુફાની બહાર દોડ્યો ને વીજળીની ઝડપે ત્યાંથી અદૃશ્ય થયો.

નવાઇની માછલી હાથમાંથી ગઇ જાણી માછીમાર ખૂબ ચીડાયો ને કૂતરા પાછળ દોડ્યો. પણ થોડું દોડ્યા પછી ખૂબ હાંફ ચડી આવી ને ઉધરસ પર ઉધરસ આવવા લાગી, એટલે નિરાશ થઈ એ પાછો વળ્યો.



ગામ તરફ જવાનો રસ્તો આવ્યો ત્યારે લાલીઓ થોભ્યો ને બાવલાને ધીમેથી જમીન પર મૂક્યો.

'તારો કેટલો ઉપકાર માનવો?' ઢીંગલો બોલ્યો.

'ઉપકાર માનવાની કંઇ જ જરૂર નથી.' કૂતરાએ જવાબ આપ્યો. 'તેં મારો જીવ બચાવ્યો તેનો બદલો વાળ્યો. આ દુનિયામાં એકબીજાને મદદ કરવી એ આપણો ધર્મ છે. હું તો કિનારા પર અધમૂઆ જેવો પડ્યો હતો, ત્યાં માછલાં તળાતાં હોય એવી વાસ આવી. એ સૂંઘતોસૂંઘતો હું ત્યાં આવી ચડ્યો. એક પળ પણ જો મોડો આવ્યો હોત!.....'

'એ વાત જ ન કર!' બાવલો હજી બીકથી ધ્રૂજતો હતો. તેણે કૂતરાને આગળ બોલતાં અટકાવી કહ્યું.

લાલીઓ હસ્યો ને જમણો પગ લંબાવી બાવલાના હાથમાં આપ્યો. બાવલાએ મિત્રભાવે ખૂબ જોરથી તે હલાવ્યો અને બંને છૂટા પડ્યા. કૂતરાએ સીધો ગામનો રસ્તો લીધો. બાવલો પાસેના એક ઝૂંપડા આગળ ગયો. બારણા બહાર એક બુઢ્ઢો બેઠો હતો તેને પૂછ્યું: 'કાકા! નટવર નામનો છોકરો, જેને માથામાં વાગ્યું હતું, તેને વિષે તમે કંઈ જાણો છો?'

'થોડા માછીમારો એને આ ઝૂંપડામાં લાવ્યા હતા ખરા.'

'પણ પછી? એ મરી ગયો?' બાવલો બોલ્યો.

'ના, એ તો જીવતો છે ને એને ઘેર ગયો છે.'

'ખરેખર? ખરેખર?' બાવલો આનંદથી કૂદતાં બોલ્યો: 'ત્યારે તો એનો જખમ બહુ ગંભીર નહિ હોય.'

'જખમ હતો તો ગંભીર. કદાચ પ્રાણઘાતક પણ નીવડત.' ડોસો બોલ્યો: 'કોઈએ એના માથા પર જાડી ચોપડી મારી હતી.'

'કોણે મારી હતી?'

'એની જ નિશાળના કોઇએ ... કોઈ બાવલો કરીને છે ...'

'એ વળી બાવલો કોણ છે?' ઢીંગલો અજાણ્યો થઇ પૂછવા લાગ્યો.

'કોઈ હશે નઠારો, ભટકતો, કામધંધાવિનાનો છોકરો.'

'તદ્દન જુઠું! તદ્દન જુઠું!'

'કેમ? તું એને ઓળખે છે?'

'જોએલો ખરો.'

'તું શું ધારે છે!'

'મને તો એ ઘણો સારો લાગે છે. ભણવામાં કાળજી રાખનારો, કહ્યાગરો .....' બાવલો આગળ બોલવા જતો હતો, પણ એને લાગ્યું કે એનું નાક પણ સાથેસાથે લાંબું થતું જાય છે, એટલે એ ગભરાટમાં બોલી ઊઠયો: 'ના, ના, કાકા! હું કહું તે માનશો નહિ. હું બાવલાને સારી રીતે ઓળખું છું. એ બહુ ખરાબ છોકરો છે. બાપનું ને કોઈનું કહ્યું ન માને, ને નિશાળે જવાને બદલે સોબતીઓ સાથે સહેલ કરવા જાય.'

બોલવાનું પૂરું થતાં નાક પાછું અસલના જેવું થઇ ગયું.

'આ તારૂં આખું શરીર આવું ધોળું કેમ થયું!' બુઢ્ઢાએ એકાએક પ્રશ્ન કર્યો.

'એક ભીંત સાથે જોરથી અફળાયો તેનો બધો ચૂનો મારા

પર ખર્ચી.' બાવલો ખરી હકીકત કહેતાં શરમાયો.

'તારાં કપડાં ક્યાં?'

'રસ્તામાં ચોર મળ્યા તે લઇ ગયા. તમારી પાસે કંઇ હોય તો આપશો?'

'તને આવે એવાં કપડાં તો મારી પાસે ક્યાંથી હોય? પણ એક કોથળો છે. તારે જોઈએ તો પણે પડ્યો.' ડોસાએ એક ખૂણામાં આંગળી દેખાડી કહ્યું.

બાવલાને વધારે કહેવાની જરૂર નહોતી. એણે તો કોથળો લઈ કાતર વડે બે હાથ ને માથું નાખવાને માટે કાણાં પાડ્યાં ને તેને પહેરણની માફક પહેરી લીધો.

આવા વેશે એણે ગામ તરફનો રસ્તો લીધો. ગામમાં પહોંચ્યો ત્યારે રાત પડી ગઇ હતી ને અંધારૂં પુષ્કળ હતું; વાદળાં ચડી આવ્યાં હતાં; ને વરસાદ ધોધમાર પડતો હતો એટલે બાવલાએ સીધો પરીમાને ત્યાં જ જવાનો નિશ્ચય કર્યો.

ઘેર પહોંચતાં તે હિંમત હારી ગયો ને બારણું ઠોકવાને બદલે પાછો ફર્યો. બીજી વાર ઘર આગળ ગયો, પણ શું કરવું તે સૂઝયું નહિ. ત્રીજી વાર પણ એમ કર્યું. આખરે ચોથી વાર એણે સાંકળ પકડી ધ્રૂજતે હાથે ખખડાવી.

ખૂબ રાહ જોઇ. આખરે અરધો કલાક થોભ્યા પછી સૌથી ઉપલા માળની બારી ઊઘડી. બાવલાએ ઊંચે જોયું તો એક મોટી ગોકળગાય માથાપર સળગતી મીણબત્તી રાખી બારીની બહાર



ડોકિયું કરી રહી હતી.

'આટલી રાતે કોણ બારણું ઠોકે છે?'

'પરીમા ઘેર છે?' ઢીંગલાએ પૂછ્યું.

'પરીમા ઊંઘે છે ને અત્યારે જાગવાનાં નથી. તું કોણ છે?'

'બાવલો.'

'બાવલો તે કોણ?'

'પરીમાની સાથે રહે છે તે ઢીંગલો.'

'સમજી. ઊભો રહે.' ગોકળગાય બોલી: 'હું નીચે આવી બારણું ઉઘાડું છું.'

'મહેરબાની કરી જલદી કરો. હું ટાઢથી ધ્રૂજું છું.'

'હું તો ગોકળગાય છું. ગોકળગાય ઉતાવળ કરવામાં સમજતી નથી.'

એક કલાક થયો, બે કલાક થયા, પણ બારણું ઊઘડે જ નહિ. બાવલો પાણીથી તરબોળ થઈ ગયો હતો. ટાઢ ને બીકથી ધ્રૂજતો હતો. ફરી એણે હિંમત એકઠી કરી બારણું વધારે જોરથી ઠોક્યું. ત્યાં નીચલા માળની બારી ઊઘડી ને ગોકળગાયનું માથું જણાયું.

'ગોકળગાવડી! હું બે કલાકથી ઠરૂં છું. આવી રાત્રે બે કલાક બે યુગ જેવા. મહેરબાની કરી જલદી કર.'

'ભાઈ, હું તો ગોકળગાય છું. ગોકળગાય ઉતાવળ કરવા-માં સમજતી નથી.'

ફરીથી બારી બંધ થઇ. મધરાતના ટકોરા સંભળાયા. એક વાગ્યો, બે વાગ્યા, પણ બારણું ઊઘડે જ નહિ. બાવલાને ખૂબ ગુસ્સો આવ્યો. એણે તો પાછા હઠી બારણાને એવા જોરથી લાત મારી કે બારણામાં કાણું પાડ્યું ને એનો પગ અંદર ભરાઈ ગયો! પગ પાછો ખેંચવા એણે પુષ્કળ ફાંફાં માર્યાં, પણ ફોકટ.

બિચારો બાવલો! એક પગ જમીન પર ને એક પગ અદ્ધર, એવી રીતે આખી રાત એણે ગાળી. આખરે મળસકું થતાં બારણું ઊઘડ્યું. ઉપરથી નીચે આવી બારણું ઉઘાડવાને ગોકળગાયે બરાબર નવ કલાક લીધા!

'બારણામાં પગ ભેરવીને શું કરે છે?' ગોકળગાયે પેટ પકડી હસતાં કહ્યું.

'કોણ જાણે આ શું થઈ ગયું? ઓ ભલી ગોકળગાય, આ દુઃખમાંથી મને છોડાવ!'

'એ તો સુતારનું કામ. હું કાંઈ સુતાર નથી.'

'પરીમાને મારી તરફથી વિનંતી કર.'

'પરીમાને ઊંઘમાંથી કેમ જગાડાય?'

'આખો દિવસ આવી રીતે બારણાને વળગી હું શું કરીશ?'

'રસ્તેથી કેટલી કીડીઓ પસાર થાય છે તે ગણજે.'

'મને કંઈ ખાવાનું તો આપ, ભૂખ્યો ડાંસ જેવો થયો છું.'

'જરૂર.' કહી ગોકળગાય પાછી ફરી.

ત્રણેક કલાક પછી તે પાછી આવી. એના માથા પર રૂપાની થાળી હતી. તેમાં મીઠાઈ ને સોનેરી કેળાં હતાં.

'પરીમાએ તારે માટે આ ખાવાનું મોકલ્યું છે.' ગોકળગાય બોલી.

બાવલાને તો આ ખાવાનું જોઈ ખૂબ આનંદ થયો. પણ જેવો ખાવા ગયો ત્યાં જણાયું કે મીઠાઈ માટીની બનાવેલી હતી ને કેળાં લાકડાનાં બનાવી રંગ્યાં હતાં!

બાવલો રડવા જેવો થઈ ગયો. થાળી ફેંકી દેવાનો એને વિચાર આવ્યો. પણ એટલામાં ભૂખ, થાક ને દુઃખનો માર્યો તે બેભાન થઈ ગયો. જ્યારે એ શુદ્ધિમાં આવ્યો ત્યારે જણાયું કે પોતે એક પલંગ પર સૂતો છે ને પાસે પરી બેઠી છે.

'આ વખત તો તને માફ કરીશ.' પરીએ કહ્યું, 'પણ ફરી આવી રીતે વર્ત્યો છે, તો તારી વાત તું જાણે.'

બાવલાએ ડાહ્યા થવાનું વચન આપ્યું ને કાળજીથી અભ્યાસ કરવાના સોગન લીધા. આખું વર્ષ એણે પોતાનું વચન પાળ્યું. પરીક્ષામાં એના વર્ગમાં બાવલો પહેલે નંબરે આવ્યો. બધી રીતે એની વર્તણૂક એટલી સંતોષકારક હતી કે પરી ખુશ થઇને બોલી: 'આવતી કાલે તારી ઇચ્છા પૂરી થશે. તું ઢીંગલો મટી ખરેખરો છોકરો બની જઈશ.'

બાવલાના આનંદનો પાર નહોતો. આવતી કાલે પરીમા એક મોટી મિજબાની આપવાનાં હતાં. તેમાં ભાગ લેવા તેના બધા મિત્રોને આમંત્રણ કરવાનું હતું. દિવસ કેવો મજામાં જશે એવા ઉમંગમાં બાવલો હતો. પણ....

'પણ' નો મહિમા ક્યાંઅજાણ્યો છે? 'ન જાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે.' જેમ માણસના જીવનમાં તેમ ઢીંગલાના જીવનમાં પણ એ નાનકડા શબ્દે કેટલું તોફાન મચાવ્યું!

પ્રકરણ ૮ મું

# ગર્દભદેશ

મિત્રોને જમવાનું નોતરું દેવા જવાની બાવલાએ પરીમા પાસે રજા લીધી. પરીએ કહ્યું, 'તારા દોસ્તોને આવતી કાલે સવારે જમવાનું તેડું કરવા જા. પણ જોજે, અંધારું થતાં પહેલાં પાછો આવજે.'

ઢીંગલાએ કહ્યું: 'હું એક કલાકની અંદર તો પાછો આવીશ.'

'બાવલા ! કહેવું સહેલું છે, પણ કરવું અઘરું છે. ઘણાં છોકરાંઓ બોલે છે, પણ તે પ્રમાણે કરતાં નથી.'

'હું ક્યાં બીજાં છોકરાંઓ જેવો છું ?' બાવલાએ કહ્યું.

'ઠીક છે, જોઇશું.' પરી બોલી.

બાવલો તો નાચતો કૂદતો ઘરમાંથી નીકળ્યો. એક કલાકની અંદર તો એણે બધા દોસ્તોને નોતરું આપી દીધું. કેટલાએકે તો તરત જ હા કહી દીધી. કેટલાએકે જરા આનાકાની કરી, પણ જ્યારે જાણ્યું કે લાડુ જલેબીનું જમણ છે ત્યારે તો બધાએ જ ખુશીથી આવવાની મરજી દેખાડી.

નિશાળના બધા ગોઠિયાઓમાં એક દોસ્ત બાવલાને સૌથી વધારે ગમતો. એનું નામ ગગો હતું, પણ બધા એને દીવાસળી કહીને જ બોલાવતાં, કારણકે એ દીવાસળી જેવો સુક્કો હતો.

નિશાળમાં એ સૌથી તોફાની ને આળસુ છોકરો હતો; છતાં બાવલાને એને માટે ઘણી લાગણી હતી. બાવલો એને ત્યાં જમણનું તેડું કરવા ગયો ત્યારે એ ઘરમાં નહોતો. બાવલો બીજી વાર ગયો પણ દીવાસળી મળે નહિ. ત્રીજી વાર ગયો પણ કંઇ પત્તો લાગ્યો નહિ. એટલે એણે તો આખા ગામમાં એની શોધ કરવા માંડી. આખરે એક ખેડૂતના ઘરની વાડ પાછળ એને સંતાઇને બેઠેલો જોયો.

'અહીં શું કરે છે?' બાવલાએ પૂછ્યું.

'રાત પડવાની રાહ જોતો બેઠો છું.'

'કેમ? શાને માટે?'

'હું દૂર દૂર જતો રહેવાનો છું.'

'હું ત્રણ વાર તારે ઘેર જઈ આવ્યો.'

'કેમ? મારું શું કામ પડયું?'

'તને ખબર નથી? કાલે મારો માંગલિક દિવસ છે ને?'

'શું છે?'

'કાલે હું ઢીંગલો મટી બીજા છોકરાઓ જેવો ખરેખરો છોકરો થઈ જઈશ.'

'એમાં શું તારો શુક્રવાર ઊઘડવાનો છે?'

'કાલે તારે મારે ત્યાં જમવા આવવાનું છે.'

'પણ હું તો આજ રાતના જવાનો છું.'

'કયાં જવાનો છે?'

'હું જે દેશમાં જવાનો છું તે આખી દુનિયામાં સૌથી સારો દેશ છે. એનું નામ ગર્દભદેશ. તું ત્યાં નહિ આવે?'

'કોણ હું? ના રે; કોઇ દિવસ નહિ.'

'તું નહિ આવે તો પાછળથી પસ્તાઇશ. નાનાં છોકરાંઓ માટે બીજો કયો દેશ એનાથી સારો હોઈ શકે? ત્યાં એકે નિશાળ ન મળે. એટલે માસ્તરો તો નહિ જ. ચોપડીનું તો નામ નિશાન પણ નહિ! એ સુખી દેશમાં કોઇ ભણતું જ નથી. ત્યાં તો અઠવાડિયાના સાતે દિવસ રવિવાર! અને દીવાળીની રજા ધનતેરસથી પડે તે બીજી ધનતેરસ લગી! મને તો આવો જ દેશ ગમે.'

'પણ ત્યારે ગર્દભદેશમાં વખત કેમ જાય?'

'આખો દિવસ રમતમાં. બસ, આનંદ ને આનંદમાં. રાત પડે એટલે ઊંઘવાનું. સવાર પડે એટલે પાછી રમત શરૂ કરવાની. કેમ દોસ્ત, શું ધારે છે? મારી સાથે આવીશ? હા કે ના? એકદમ કહી દે.'

મનને ગમે ને ડોકી ઠઠણાવે તેમ બાવલાના મનમાં તો હતું કે આવું જીવન કોને ન ગમે? પણ બહારથી તો એણે જોરથી ડોકું ધુણાવીને કહ્યું. 'ના, ના, ના ને ના! મેં મારી પરીમાને વચન આપ્યું છે કે હું ડાહ્યો થઈને રહીશ. મારે એ વચન પાળવું જોઇએ. સૂર્યાસ્ત પણ થવા આવ્યો છે. માટે રામરામ! આવજે. મજા કરજે.'

'પણ આટલી ઉતાવળ કરીને ક્યાં જાય છે?'

'ઘેર. અંધારૂં થતાં પહેલાં ઘેર જવાનું હું કહીને આવ્યો છું.'

'બે મિનિટ તો ઊભો રહે?'

'મને મોડું થશે.'

'ફક્ત બે જ મિનિટ.'

પરીમા મને વઢશે તો?'

'વહવા દેજે. થોડીવાર ખડખડ કરીને એની મેળે બંધ રહેશે.' ફુઈ દીવાસળીએ જવાબ આપ્યો.

'તું એકલો જઈશ કે કોઈની જોડે?'

'એકલો ? બધા મળીને અમે સો ઉપર છોકરાઓ હઈશું.'

'અને તમે ચાલતા જશો?'

'અંધારું થતાં અહીંથી એક ગાડી જશે. તેમાં જઈશું.'

'હમણાં જ અહીંથી ગાડી જાય તો તમને બધાને જતાં જોવાની કેવી મજા પડે!'

'થોડી વાર ઊભો રહે તો જોવાનું મળશે.'

'ના ભાઈ ના! મોડું થઈ ગયું છે. પરીમા ચિંતા કરશે.'

'અરે રામરામ! પરીને બીક લાગે છે કે ચામાચીડિયાં તને ખાઈ જશે!'

'ખરેખર, એ દેશમાં નિશાળ નથી?'

'નિશાળ તો શું પણ એનો પડછાયો પણ નહિ.'

'અને માસ્તરો?'

'એક પણ નહિ. કોઈને ત્યાં ભણવાનું જ નહિ!'

'કેવો મજાનો દેશ!' બાવલાના મોંમાં પાણી છૂટયું: 'કેવો મજાનો દેશ! મેં જોયો તો નથી, પણ કલ્પી શકું છું ખરો.'

'ત્યારે કેમ સાથે આવવાની ના કહે છે?'દીવાસળીએ પૂછયું.

'મને લલચાવવો નકામો છે. મેં પરીને વચન આપ્યું છે કે શાણો ને સમજુ છોકરો થઈને હું મારું વચન નહિ તોડું. આવજે દીવાસળી! મજા કરજે ને કોઈ વાર દોસ્તોને સંભારજે.'

બાવલો બે ડગલાં આગળ નહિ ગયો હોય ત્યાં પાછો ફર્યો. 'તારી ખાતરી છે કે ત્યાં અઠવાડિયાના બધા દિવસો રવિવાર હોય છે?'

'પૂરી ખાતરી છે.'

'અને ત્યાં રજાના દિવસો ધનતેરસથી શરૂ થાય તે છેક બીજી ધનતેરસ સુધી?'

'હા.'

'કેવો મજાનો દેશ!' બાવલાએ મલકાતાં કહ્યું.

વળી પાછો બાવલો દૃઢ બની ઉતાવળમાં બોલ્યો: 'આવજે. ક્યારે ઊપડે છે?'

'થોડી વારમાં.'

'અફસોસ! એકાદ કલાકમાં જો ઊપડવાનો હોય તો વળી ઊભો રહું.'

'પછી પરી શું કહેશે?' દીવાસળીએ ચાળા પાડતાં પૂછ્યું.

'આમે મોડો થયો છું, તો એક કલાક વહેલો જાઉં કે મોડો બધું સરખું જ છે.'

'ગરીબ બિચારો! પરી વઢશે તો?'

'તો ધીરજથી સાંભળી રહીશ. વઢી રહેશે એટલે એની મેળે બોલતાં બંધ રહેશે.'

એટલામાં રાત પડી ને અંધારું ખૂબ વધી ગયું. ત્યાં એકાએક આઘે દીવા જેવું કંઈ હાલતું જણાયું. કોઈ વાતો કરતું હોય એવો અવાજ પણ કાને અથડાયો. સાથે નગારાંનો અવાજ પણ

એટલો ધીમો સંભળાતો હતો કે જાણે મચ્છરનો ગણગણાટ ન હોય!

'આ આવ્યા.' કહી દીવાસળી કૂદકો મારી ઊભો થયો.

બાવલાએ ધીમેથી પૂછ્યું, 'કોણ?'

'મને લેવાને ગાડી. તું આવે છે કે નહિ?'

'એ દેશમાં ખરેખર કોઇને ભણવાનું નહિ?'

'ના, ના, ના!'

'કેવો મજાનો દેશ!....કેવો મજાનો દેશ! હેં?....કેવો મજાનો દેશ!'

ગાડી આવી. એનાં પૈડાંએ ચીથરાં વીંટાળ્યાં હતાં, એટલે જરા પણ અવાજ કર્યા વિના ગાડી ચાલતી હતી. એ ગાડીને બાર જોડ ગધેડાં જોડચાં હતાં! એમાંનાં કેટલાંએક ધોળાં, કેટલાંએક રાખોડી ને કેટલાંએક કાબરચિત્રાં હતાં. સૌથી અજાયબ જેવું તો એ હતું કે ચોવીસે ગધેડાંને પગે મનુષ્યના જેવા જોડા હતા. એ ગાડી હાંકનાર પણ લંબાઈ કરતાં પહોળાઇમાં વધારે હતો ને ઢીલો ઢીલો કણકના લોચા જેવો. નારંગી જેવું એનું નાનું ગોળમટોળ મોં ને નાની, હમેશાં હસતી મોંફાડ. જોતાં વારને જ બધાં છોકરાંને એ ગમી જતો. ગાડીમાં આઠથી બાર વર્ષ લગીનાં છોકરાંઓ કોઠીમાં દાણા ભર્યા હોય તેમ ખીચોખીચ ભરાયાં હતાં. પુષ્કળ અગવડ, ગૂંગળામણ પણ ખૂબ, છતાં કોઈ બબડતું કે ફફડતું નહોતું, કે કોઇના મોંમાંથી ઊં કે આં પણ નહોતું નીકળતું. થોડા કલાકમાં વગર નિશાળના, વગરપુસ્તકના દેશમાં પહોંચીશું એ

હોંશમાં બધા મન વાળીને શાંત બેઠા હતા.

જેવી ગાડી આવી પહોંચી કે હાંકનારે દીવાસળી તરફ જોઇને મોં મલકાવી પદુડા સ્વરે પૂછ્યું, 'કેમ છોકરા? તારે પણ એ અજબ દેશમાં આવવું છે?'

'હા. મારી ઇચ્છા છે.'

'પણ જો ને. ગાડીમાં તો જરા પણ જગ્યા નથી.'

'કંઇ હરકત નહિ. અંદર જગ્યા નહિ હોય તો હું પાવડા પર બેસીશ.' એમ કહી કૂદકો માંરીને દીવાસળી પાવડા પર ચડી બેઠો.

'અને દોસ્ત તું?' ઠીંગણા માણસે બાવલા તરફ ફરીને પૂછ્યું: 'તું અમારી સાથે આવે છે કે પાછળ રહેવાનો છે?'

'હું તો ઘેર જઇશ.' બાવલાએ કહ્યું: 'નિશાળે જઇને સારો અભ્યાસ કરીશ અને ડાહ્યો છોકરો ગણાઇશ.'

'એમાં શું તારૂં કલ્યાણ થવાનું છે?'

'બાવલા!' દીવાસળીએ બૂમ પાડી. 'મારૂં સાંભળ, ને મારી સાથે ચાલ. આપણે ખૂબ ગમ્મત કરીશું.'

'ના, ના, ના!'

'ચાલ દોસ્ત. આપણે મજા ઉડાવીશું.' ગાડીમાંથી બધાએ સામટી બૂમો પાડી.

'હું તમારી સાથે આવું તો મારી પરીમા શું કહેશે?' બાવલાએ ઢચુપચુ મને પૂછ્યું.

'અરે! એવા દુખિયારા વિચાર જ શા માટે કરવા? મોજ-

મજા કરીશું તેનો વિચાર કર ને!'

બાવલાએ જવાબ ન દીધો. માત્ર નિસાસો નાખ્યો. ફરી નિસાસો નાખ્યો. આખરે ત્રીજી વાર નિસાસો નાખી બોલ્યો, 'મારે માટે જગ્યા કરો. હું પણ આવું છું.'

'અંદર તો બધી જગ્યા પુરાઈ ગઈ છે.' હાંકનારે કહ્યું, 'પણ તું મારી હાંકનારની જગ્યા પર બેસ.'

'તમે ક્યાં બેસશો?' બાવલાએ પૂછ્યું.

'હું પગે ચાલીશ.'

'ના. એમ તો ન થાય. હું એકાદ ગધેડા પર સવાર થઈશ.'

એમ કહી બાવલાએ તો પાસેના ગધેડા પર ચઢવા માંડ્યું. પણ જેવો ચઢવા ગયો ત્યાં તો એ જાનવરે પાછલા પગ ઉપાડી લાતો મારવી શરૂ કરી ને એવા જોસથી પાછળ હઠ્યું કે ઢીંગલો ઊછળીને રસ્તા વચ્ચોવચ્ચ પથરાના ઢગલા પર જઈને પડ્યો. બધા છોકરાઓ એકદમ હસી પડ્યા. પણ ગાડીવાળાએ ગંભીર થઈને બાવલાને કહ્યું, 'ફરીથી ચઢ. હવે એ ગરબડ નહિ કરે. તે વખત એના મગજમાં કંઈ ખુટ્ટો આવ્યો હશે.'

બાવલો એના પર સવાર થયો ને ગાડી ચાલી. ગાડીના ખડખડાટમાં ઢીંગલાને લાગ્યું કે એણે એક ધીમો અવાજ સાંભળ્યો જેનો અર્થ એને ન સમજાય એવો લાગ્યો: 'મૂરખા! હાલ તો તારી મરજીમાં આવે તેમ કરે છે, પણ પછીથી પસ્તાશે.'

આ સાંભળી બાવલો ખૂબ બીધો ને ચારે તરફ નજર કરી, પણ કોઈ જણાયું નહિ. ગધેડાં દોડતાં હતાં. ગાડી કચડકચડ

ચાલતી હતી. છોકરાંઓ અંદર ઊંઘતાં હતાં. દીવાસળી દોડતો હતો. માત્ર ગાડીવાળો ગાયન ગણુગણુતો બેઠો હતોઃ

રાત પડે સહુ ઊંઘતા,
હું ઊંઘું ન લગાર.

અર્ધો ગાઉ ગયા નહિ હોય ત્યાં ફરી બાવલાને કાને અવાજ આવ્યોઃ 'અક્કલ વગરના છોકરા! યાદ રાખજે કે જે છોકરાંઓ ભણતાં નથી, ચોપડી માસ્તર કે નિશાળોનો અનાદર કરે છે, આખો વખત રમતમાં ગાળે છે, તેને છેવટમાં દુઃખ જ



થાય છે. હું અનુભવથી કહું છું. એક દિવસ એવો આવશે કે જ્યારે મારી માફક તું પણ રડીશ. પછી રડવાથી કંઈ હાથ નહિ આવે!'

આ ધીમા શબ્દો સાંભળી બીકનો માર્યો બાવલો નીચે કૂદી પડ્યો, ને ગધેડાનું મોં પકડ્યું. પણ જ્યારે તેણે જોયું કે ગધેડું રડે છે ને તે પણ નાનાં છોકરાંની માફક, ત્યારે તો એની અજાયબીનો પાર જ ન રહ્યો.

'અરે ભાઇ!' એણે ગાડી હાંકનારને બૂમ પાડીને કહ્યું, 'અહીં તો કંઈ અજાયબ જેવું જણાય છે. આ ગધેડું રડે છે!'

'રડવા દે. વરઘોડામાં નીકળશે ત્યારે એને હસવું આવશે.'

'પણ તમે એને બોલતાં શીખવ્યું છે?'

'મેં તો નહિ, પણ ત્રણ વર્ષ લગી એ વિદ્વાનોના સમાગમમાં આવ્યું હતું એટલે થોડા શબ્દો શીખી ગયું છે.'

'ગરીબ બિચારૂં!'

'ચાલ, ચાલ,' હાંકનાર બોલ્યો: 'ગધેડાને રડતું જોવામાં વખત ન ગુમાવ. બેસી જા. ઠંડી રાત છે ને આપણે દૂર જવાનું છે.'

બાવલો બીજો એક પણ શબ્દ બોલ્યા વિના ગધેડા ઉપર બેસી ગયો. મળસકું થતાં તો ગાડી ગર્દભદેશમાં પહોંચી ગઇ.

બીજા દેશો કરતાં આ તદ્દન જુદી જાતનો દેશ હતો. એની વસ્તી જાણે નાનાં છોકરાંઓની જ. નાનામાં નાનાં આઠ વર્ષનાં હતાં. રસ્તામાં ગમ્મત, આનંદ, હોહા સિવાય કંઈ જણાતું નહોતું. કોઇ લખોટાથી રમતું, તો કોઇ દડાથી. કોઈ બાઇસીકલ પર તો કોઇ લાકડાના ઘોડા ઉપર સવાર થયેલા. કોઇ

સંતાકૂકડી તો કોઈ સાતતાળી રમતા. વળી કોઇ તો ઊંધે માથે ચાલતા પણ જણાતા હતા.

નાટકશાળાને માટે દરેક નાકે શમિયાના તાણેલા. સવારથી સાંજ સુધી ત્યાં નાટકો થયા જ કરતાં. ભીંતો પર જાતજાતનાં વાક્યો કોલસા વડે મોટા અક્ષરે લખાએલાં હતાં:

ઘણું જીવો રમકડાં!
મરી જાઓ માસ્તરો!
નિશાળોનો નાશ થજો!
ગણિતની ગળચી દાબો!
પરીક્ષકોને કેદ પકડો!

બાવલો, દીવાસળી ને એમની જોડે આવેલા છોકરાઓ ગામમાં પગ મૂકતાંની સાથે જ એ કોલાહલમાં ભળી ગયા. થોડી પળમાં તો ગામના એકેએક છોકરા સાથે એમની ઓળખાણ થઈ ગઇ. આનાથી વિશેષ સુખી, સંતોષી છોકરાઓ દુનિયામાં બીજે ક્યાં હોઈ શકે?

સતત આનંદ અને જુદી જુદી રમતગમતમાં કલાકો, દિવસો ને અઠવાડિયાં વીજળીના વેગે વહી ગયાં. જ્યારે બાવલો દીવાસળીને મળતો ત્યારે કહેતોઃ 'કેવી મજાની જિંદગી!'

દીવાસળી જવાબ દેતો કે 'હું નહોતો કહેતો? અને તારે તો આવવું નહોતું! તારે તો તારી પરીમા પાસે રહી ભણ-

વામાં વખત ગુમાવવો હતો! અત્યારે તું નિશાળ ને પુસ્તકોની ગુલામગીરીમાંથી છુટ્ટો છે તે મારે લીધે. મારી સલાહથી ને મારા સમજાવ્યાથી. ખરો મિત્ર જ આવો લાભ કરી આપે!'

'ખરી વાત કહી દીવાસળી! તેં જ મને સુખી બનાવ્યો. તને ખબર છે? આપણી નિશાળમાં માસ્તર તારે વિષે શું કહેતા હતા તે? એ તો મને હમેશાં શિખામણ આપતા કે દુષ્ટ દીવાસળીની સોબત ન કરતો. એ ખરાબ છોકરો તને નુકશાન કરશે.'

'ગરીબ બિચારા માસ્તર!' દીવાસળીએ ડોકું ધુણાવતાં કહ્યું, 'મને ખબર છે કે મારા પર એમનો કેટલો ભાવ હતો! મારું ખરાબ બોલવામાં જ એ મજા માનતા. પણ હું ઉદારતાથી એમને માફી આપું છું.'

'કેવું મોટું મન!' કહી બાવલો એના મિત્રને ખૂબ પ્રેમથી ભેટચો. જોતજોતાંમાં પાંચ મહિના આમ મોજમજામાં વીતી ગયા. એક દિવસ બાવલો સવારે ઊઠચો ત્યાં એને જે અનુભવ થયો તેનાથી એ સડક જ થઈ ગયો ને પેટમાં સખત ફાળ પડી! સવારે ઊઠીને જ્યાં માથું ખજવાળતો હતો ત્યાં એના હાથને કંઈ વિચિત્ર સ્પર્શ થયો. એના હાથે શું લાગ્યું તેનો ખ્યાલ બાળકો કરી શકશે? એણે જોયું કે એના કાન હથેલી જેટલા લાંબા થયા હતા! જન્મથી જ ઢીંગલાના કાન બહુ નાના. નરી આંખે તો દેખાયે નહિ એવા હતા. એટલે જ્યારે એના કાન લાંબા સાવરણી જેવા લાગ્યા ત્યારે તો એની નવાઈનો પાર જ ન રહ્યો. આરસીમાં મોં જોવાના ઈરાદાથી એણે આરસી શોધવા માંડી. એ ન

જડી એટલે થાળીમાં પાણી નાખી તેમાં મોં જોયું. ત્યાં તો એણે પોતાનું માથું ગધેડાના કાનથી શણગારાએલું દીઠું!

બિચારો બાવલો તો નિરાશા ને શરમનો માર્યો ગભરાઇ જ ગયો. એણે તો ઘાંટા પાડીને રડવા ને ભીંત સાથે માથું પછાડવા માંડ્યું. પણ એ જેમજેમ રડતો ગયો તેમતેમ એના કાન લાંબા ને લાંબા થતા ગયા!

એના રડવાનો અવાજ સાંભળીને એક ઊંદરડી દરમાંથી નીકળી બહાર આવી. ઢીંગલાને આમ રડતો જોઇને તેણે પૂછ્યું: 'કેમ, તને શું થયું છે?'

'ઊંદરડીબાઇ, હું તો માંદો પડ્યો છું. તે એવા રોગથી કે એનું નામ સાંભળીને જ બીક લાગે! તમને નાડ જોતાં આવડે છે?'

'થોડીક.'

'ત્યારે જુઓ ને. મને તાવ તો નથી?'

ઊંદરડીએ એનો પંજો ઊંચકયો ને બાવલાની નાડ તપાસી નિસાસો નાખી બોલી:

'ભાઈ! મારે તને ખરાબ ખબર આપવી પડે છે.'

'શું છે?'

'તને ખરાબ જાતનો તાવ લાગુ પડ્યો છે!'

'કઈ જાતનો?'

'એનું નામ ખરજ્વર.'

'એ નામ તો મેં કદી સાંભળ્યું નથી.'

પણ ઢીંગલાના મનમાં એના સત્ય વિષે જરા પણ

શંકા નહોતી.

'ત્યારે હું સમજાવીશ.' ઊંદરડીએ કહ્યું. 'બે ત્રણ કલાકમાં તું ઢીંગલો અથવા છોકરો મટીને....'

'શું થઈશ?'

'બે ત્રણ કલાકમાં તું કુંભાર જેના પર ઈંટો લાદે છે એવો ગધેડો બની જઈશ!'

'ઓ અભાગી બાવલા રે!' કહી બાવલાએ તો દુઃખમાં ને દુઃખમાં પોતાના લાંબા કાન પકડી ખૂબ ખેંચવા માંડ્યા. કાન જાણે કોઈ બીજાના ન હોય!

ઊંદરડી એને આશ્વાસન આપતી હોય તેમ કહેવા લાગી: 'એનો કંઈ ઉપાય છે? એ તો નસીબ. ઇશ્વરનું નિર્માણ છે કે જે છોકરાઓ આળસુ બની પુસ્તકો, માસ્તરો ને નિશાળને ધિક્કારે તે આખરે ગધેડા જ બને.'

'પણ એમાં મારો વાંક નહોતો. હું ખરૂં કહું છું, ઊંદરડી-બાઈ. વાંક બધો દીવાસળીનો જ....'

'દીવાસળી! તે કોણ?'

'મારો નિશાળનો ગોઠિયો. મારે તો ઘેર જવું હતું, ભણવું હતું ને ડાહ્યા થવું હતું. પણ દીવાસળીએ કહ્યું કે તારે ભણવામાં શા માટે વખત ગુમાવવો? નિશાળે શા માટે જવું? અમારી સાથે ગર્દભદેશમાં ચાલ. ત્યાં આપણે કંઈ શીખવાનું જ નહિ; હંમેશાં મજા કરવાની.'

'પણ તેં એવા ખરાબ સોબતી ને ખોટા મિત્રની શિખા-

મણ શા માટે માની?'

'શા માટે?....કારણ કે, ઊંદરડીબાઈ! હું અક્કલ વિનાનો ઢીંગલો છું અને મારી પાસે હૃદય જેવી ચીજ નથી. અરે! જો મેં પરીમાની શિખામણ માની હોત તો અત્યારે ઢીંગલાને બદલે હું ખરેખરો છોકરો હોત! હવે દીવાસળીને મળીશ ત્યારે એની વલે છે!'

એ વિચારે એ બહાર જવા નીકળ્યો. પણ એને પોતાના લાંબા કાન સાંભરી આવ્યા ને શરમનો માર્યો તે પાછો આવ્યો. આખરે એક કાનઢાંકણી ટોપી પહેરીને તે બહાર નીકળ્યો. દીવાસળીની બધે શોધ કરી, પણ તેનો કંઇ પત્તો લાગ્યો નહિ. એણે તો રસ્તામાં, પોળોમાં, નાટકશાળામાં બધે તપાસ કરી. પણ દીવાસળી કોઇ ઠેકાણે જણાયો નહિ. આખરે દીવાસળીને ઘેર ગયો ને બારણું ઠોકયું.

'કોણ છે?' અંદરથી દીવાસળીએ પૂછ્યું.

'હું છું!' ઢીંગલાએ જવાબ દીધો.

'ઊભો રહે, ઉઘાડું છું.'

અરધા કલાક પછી બારણું ઊઘડ્યું. બાવલો અંદર ગયો તો દીવાસળીને પણ કાનઢાંકણી ટોપી પહેરીને બેઠેલો જોયો. ટોપી જોઇને બાવલાના મનનું કંઈક સમાધાન થયું, ને વિચાર આવ્યો કે 'મારા દોસ્તને પણ મારા જેવો જ તાવ–ખરજવર–આવ્યો લાગે છે.'

જાણે કંઈ જોયું ન હોય તેમ તે બોલ્યો: 'કેમ દીવાસળી!

તબિયત તો સારી છે ને?'

'હા; મજામાં.'

'માફ કરજે. પણ ત્યારે આ કાનઢાંકણી ટોપી કેમ પહેરવી પડી?'

'મારૂં તો ઘૂંટણ છોલાયું છે, તેથી દાક્તરે ટોપી પહેરી રાખવાનું કહ્યું છે. પણ તારે કેમ પહેરવી પડી?'

'મારે પગે ઠેસ લાગી તેથી દાકતરે મને ટોપી પહેરવાની સલાહ આપી છે.'

'ગરીબ બિચારો બાવલો!'

'અફસોસ! બિચારો દીવાસળી!'

આ પછી બન્ને મિત્રો ચૂપચાપ એક બીજા સામું હસતા-હસતા જોઇ રહ્યા. આખરે ઢીંગલાએ મીઠા સ્વરે પૂછ્યું, 'દોસ્ત! તને કોઈ વાર કાનનો રોગ થયો હતો?'

'કદી નહિ; તને?'

'મને પણ નહિ. પણ આજે સવારથી મારો કાન દુઃખે છે.'

'મારો પણ.'

'તારો પણ? એમ? કયો કાન?'

'બંને. કદાચ આપણને સરખો જ રોગ હશે.'

'એમ જ લાગે છે.'

'મને તારા કાન જોવા દેશે?'

'શા માટે નહિ? પણ બાવલા! પહેલાં મને તારા કાન જોવા દે.'

'ના, તું પહેલાં બતાવ.'

તું પહેલાં—તું પહેલાં, કરતાં આખરે બાવલાએ કહ્યું, 'આપણે સાથે જ ટોપી કાઢી નાખીએ. છે કબૂલ ?'

'બહુ સારૂં.'

'ઠીક, થા તૈયાર!' કહી બાવલાએ મોટેથી ગણવા માંડ્યું. 'એક ! બે ! ત્રણ !' ત્રણ કહેતાંની સાથે જ બંનેની ટોપીઓ હવામાં ઊછળી.

જ્યારે બાવલાએ ને દીવાસળીએ જોયું કે બંને ઉપર એક જ જાતની આફત આવી પડી છે ત્યારે તો દુઃખી થવાને બદલે બંને પોતપોતાના લાંબા કાન ઊંચા કરી કૂદાકૂદ કરવા મંડી પડ્યા. આખરે બંને જોરથી હસી પડ્યા. પેટ પકડીને બંને એટલું હસ્યા, એટલું હસ્યા, કે ઢગલો થઇને પડ્યા. એકાએક દીવાસળીએ હસતા બંધ પડી કહ્યું, 'બાવલા, મને પકડ,—પકડ!'

'કેમ, શું થયું ?'

'અરે! મારાથી તો સીધા ઊભા નથી રહેવાતું.'

'મારાથી પણ નહિ.'

'એમ કહેતાં બાવલાએ પણ લથડતાં લથડતાં ચીસો પાડવા માંડી.

જોતજોતાંમાં બંને કમરેથી વાંકા વળી ગયા ને હાથ-પગ નીચે મૂકી આખા ઓરડામાં દોડવા મંડી ગયા. થોડીવારમાં તો તેમને હાથપગને બદલે ગધેડાની ખરીઓ થઇ ને મોં પણ લાંબું થવા માંડ્યું. પણ જ્યારે પૂંછડું ઊગવા માંડ્યું ત્યારે તો



એમની શરમનો પાર ન રહ્યો. શરમના માર્યા બંને જણે રડવાનું શરૂ કર્યું. પણ નિસાસા કે રડવાના અવાજને બદલે એમના મોંમાંથી ભૂંકવાનો જ અવાજ નીકળવા માંડ્યો. બંનેએ 'ઓચી-ઈઈક—ઓચીઈઈકિ!' કરી ઘર ગજાવી મૂક્યું.

એ ભૂંકતા હતા ત્યાં કોઈએ બારણું ઠોક્યું: 'બારણું ઉઘાડો. હું તમારો ગાડીવાળો. તમને આ દેશમાં લાવેલો તે. જલદી ઉઘાડો!'

બારણું બંધ દેખી એણે જોરથી લાત મારી ઉઘાડી નાખ્યું ને ઓરડામાં આવી બાવલાને તથા દીવાસળીને જોઈ હસતાં હસતાં કહ્યું; 'શાબાશ છોકરાઓ! તમે ઠીક ભૂંક્યા. મેં તમારો અવાજ તરત જ ઓળખી કાઢ્યો. તેથી જ હું અહીં આવ્યો.'

આ સાંભળી બંને ગધેડા ગભરાઈ જ ગયા. બીકના માર્યા એમણે તો નીચું માથું કર્યું ને પૂંછડી બે પગની વચ્ચે ઘાલી દીધી. ગાડીવાળાએ બંનેને થાબડ્યા. ગજવામાંથી કાંસકો કાઢી બંનેના વાળ હોળ્યા, ને પછી ગળામાં દોરડાં બાંધી બજારમાં વેચવા લઇ ગયો.

દીવાસળીને એક કુંભારે ખરીદ્યો; જ્યારે બાવલાના નસીબમાં એક સરકસ કંપનીમાં જવાનું આવ્યું. ત્યાં એને બીજાં જાનવરોની માફક જુદીજુદી રમતો રમવાનું કૂદવાનું, વગેરે શીખવું પડતું.

એક દિવસ લોખંડના ચક્કરમાંથી કૂદવા જતાં બાવલાનો પગ ભરાયો નં તે નીચે ગબડી પડ્યો. એના પગમાં પુષ્કળ વાગ્યું. જેમતેમ કરી એ તબેલા સુધી પહોંચ્યો. બીજે દિવસે પશુવૈદ્ય આવી એને તપાસ્યો ને કહ્યું કે 'એ લંગડો થઇ ગયો છે.' આ સાંભળી સરકસના માલિકે એના નોકરને બોલાવી કહ્યું, 'આ લંગડા ગધેડાનું સરકસમાં કંઈ કામ નથી. આપણે ત્યાં બેઠોબેઠો ખાયા કરશે. માટે જા, આને વેચી નાખ.'

બજારમાં એક ખરીદનાર મળ્યો. તેણે એની કિંમત પૂછી. તેના જવાબમાં નોકરે કહ્યું: 'બાર આના.'

'બાર આના? તને બાર પૈસા આપું. આવા લંગડા ગધેડાને કોણ ખરીદે! મારે તો એનું ચામડું જોઇએ છે. મારા ઢોલને જડવું છે.'

નસીબમાં ઢોલકુ બનવાનું છે, જાણી બાવલાના મનમાં

શું થયું હશે તે વાંચનાર કલ્પી શકશે. આખરે વીસ પૈસા આપી ખરીદનાર તો ગધેડાને દરિયાકિનારે લઈ ગયો ને તેને ગળે એક મોટો પથ્થર બાંધ્યો. એક લાંબા દોરડા વતી એના ચારે પગ બાંધ્યા ને દોરડાનો બીજો છેડો હાથમાં રાખી ગધેડાને જોરથી ધક્કો મારી પાણીમાં ફેંકી દીધો.

પથ્થરના ભારે બાવલો પાણીને તળિયે ડૂબવા લાગ્યો. એનો માલિક, ગધેડું મરી ગયા પછી એનું ચામડું ઉતારવાની ઉમેદ રાખતો નિરાંતે કિનારા પર બેઠો.

પોણા કલાક પછી ગધેડું મરી ગયું હશે એમ ધારી એણે દોરડું ખેંચવા માંડ્યું. ખેંચતાંખેંચતાં આખરે ઉપર શું આવ્યું? મરેલા ગધેડાને બદલે જીવતો લાકડાનો ઢીંગલો ઉપર તરી આવતો દીઠો!

'આ તે હું સ્વપ્નું જોઉં છું કે જાગું છું?' એમ વિચારતો અજાયબીમાં ગરક થઈ પેલો માણસ એકીટશે ઢીંગલા તરફ જોઇ રહ્યો. આખરે શુદ્ધિમાં આવી એણે પૂછ્યું, 'મેં પાણીમાં નાખેલું ગધેડું ક્યાં ગયું?'

બાવલાએ હસતાં હસતાં જવાબ દીધો: 'હું જ એ ગધેડો હતો.'

'તું?'

'હા, હું.'

'કેમ? કંઇ મારી મશ્કરી કરે છે?'

'મશ્કરી! હું તો ખરેખરું કહું છું'

'જો થોડી વાર પહેલાં તું ગધેડો હતો, તો જરા વાર પાણીમાં રહેવાથી ઢીંગલો કેવી રીતે બની ગયો?'

'દરિયાના પાણીનો જાદુ! ખારા પાણીમાં તો કેટલા બધા ફાયદા છે!'

'ઊભો રહે તું! મારી મશ્કરી કરે છે? પછી જોઈ લેજે.'

'તમારે ખરી હકીકત જાણવી હોય તો આ મારે પગે બાંધેલું દોરડું છોડી નાખો.'

શું બન્યું તે જાણવાની ઇંતેજારીથી એણે દોરડું છોડી બાવલાને છૂટો કર્યો. બાવલાએ પોતાની કથા શરૂ કરી:

'હું હમણાં છું તેવો જ પહેલાં લાકડાનો ઢીંગલો હતો. એક દિવસે હું બીજા છોકરાઓ જેવો થઈ જવાની તૈયારીમાં હતો, ત્યાં ભણવાના કંટાળાથી ને ખરાબ મિત્રોની સલાહથી મેં ઘર છોડ્યું. ત્યાર પછી એક દિવસ સવારે જાગ્યો તો હું ગધેડો બની ગયો હતો! મને ત્યાંથી ગાડીવાળો વેચવા લઈ ગયો. ત્યાં એક સરકસવાળાએ મને ખરીદ્યો. ત્યાં મારો પગ ભાંગ્યો એટલે એણે વેચવા કાઢ્યો ને તમે ખરીદ્યો.'

'ખરી વાત. વીસ પૈસા આપીને. હવે મારા પૈસા કોણ પાછા આપશે?'

'તમે મારૂં ઢોલકું બનાવવાના હતા ને?'

'હા. હવે બીજું ચામડું ક્યાંથી લાવીશ?'

'નિરાશ કેમ થાઓ છો? દુનિયામાં ઘણાં ગધેડાં છે. પછી તમે મને મારી નાખવાના ઇરાદાએ અહીં લાવ્યા. પણ મારી

પરીમાનો વિચાર તમે ન કર્યો.'

'એ પરી વળી કોણ?'

'એ તો મારી મા જેવી છે. એણે માછલીઓ મોકલી. એ માછલીઓએ મારૂં ઉપરનું ખોળિયું કરડી ખાધું. એક ભલી માછલી તો મારી પૂંછડી પણ ખાઇ ગઇ. એટલે જ્યારે તમે દોરડું ખેંચ્યું ત્યારે મરેલા ગધેડાને બદલે જીવતો ઢીંગલો નીકળ્યો. હવે હું મારી પરીમા પાસે જઇશ. એની માફી માગી ફરી પહેલાંની માફક ડાહ્યો થઇને રહીશ.'

'જાય કેમ ? મારા પૈસા બરબાદ થાય ? હું તારા લાકડાના શરીરને બળતણ તરીકે વેચીશ.'

એમ કહી જેવો એ ઢીંગલાને પકડવા જાય છે ત્યાં તો બાવલાએ દરિયામાં ભૂસકો માર્યો ને 'હવે તમે મને પકડી રહ્યા' કહી હસતાંહસતાં તરતોતરતો જતો રહ્યો.

પ્રકરણ ૯ મું

# મગરમચ્છના પેટમાં!

એક પળમાં તો તરતાંતરતાં બાવલો કિનારાથી દૂર નીકળી ગયો. ક્યાં જવું તેનો વિચાર કર્યા વિના તે આગળ ને આગળ તર્યે જ જતો હતો, ત્યાં આઘેથી એણે પાણીમાં સફેદ આરસપહાણનો એક મોટો ખડક જોયો. એના પર એક સુંદર બકરી જોઇ. બકરી બેં-બેં કરી એને જોરથી બોલાવતી હોય એમ લાગ્યું. સૌથી નવાઇ જેવું તો એ હતું કે એ બકરીના શરીર પરના વાળ ભૂરા-પરીના વાળને મળતા-આવતા હતા!

બાવલાનું હૃદય કેટલા આનંદથી ધબકી ઊઠ્યું હશે! તેણે તો બમણા જોરથી ખડક તરફ તરવા માંડ્યું. લગભગ અરધે પહોંચ્યો હશે ત્યાં તો પાણીમાંથી એક મોટા મગરમચ્છનું માથું બહાર આવ્યું. એનું ફાડેલું મોં ને દાંતની હારો ચિત્રમાં પણ ભયંકર લાગે! બાવલાને કેટલી બીક લાગી હશે! એણે તો પાછા ફરી નાસી જવાનો ઈરાદો કર્યો, પણ પેલો વિકરાળ મગરમચ્છ વીજળીની ઝડપે એની તરફ ધસતો હતો.

'ઝડપ કર બાવલા!' બકરીએ દુઃખનો પોકાર કર્યો.

બાવલો પણ પગ, હાથ, છાતી, બધાનો ઉપયોગ કરી

ખૂબ જોરથી તરવા લાગ્યો.

'નાસ બાવલા, નાસ! રાક્ષસ તારી લગોલગ આવી પહોંચ્યો છે.'

બાવલાએ બમણું જોર કર્યું ને લગભગ ખડક આગળ પહોંચ્યો. બકરીએ એને ઉપર ખેંચવાને આગલા પગ પણ નીચે કર્યા. પણ અફસોસ! એ રાક્ષસી પ્રાણીએ બાવલાને પકડી પાડ્યો ને શ્વાસ ઊંચો લઇ પાણી સાથે મોંમાં ચૂસી લીધો! એવા જોરથી બાવલો ઘસડાયો હતો કે જ્યારે એના પેટમાં પહોંચ્યો ત્યારે જોરથી અફળાયો ને થોડીક ક્ષણ બેભાન અવસ્થામાં રહ્યો.

બાવલો જ્યારે જાગૃત થયો ત્યારે બધે એટલો ગાઢ અંધકાર હતો કે ઊંધે માથે શાહીના ખડિયામાં ડૂબ્યો હોય એમ લાગતું હતું. એણે કાન ધરી કંઇ સાંભળવાનો પ્રયત્ન કર્યો, પણ બધું સૂમસામ. માત્ર એના મોં પર થોડીથોડી વારે પવનના ઝપાટા વાગતા હતા. પહેલાં તો પવન ક્યાંથી આવતો હતો તે સમજાયું નહિ. પછી ખબર પડી કે એ પ્રાણીનાં ફેફસાંમાંથી પવન આવે છે. મગરમચ્છને દમનો રોગ હતો, એટલે ધમણની માફક શ્વાસ લેવો પડતો હતો ને તેને લીધે વંટોળીઓ વાતો હોય એવું લાગતું.

પહેલાં તો બાવલાએ હિંમત રાખવાનો પ્રયત્ન કર્યો. પણ જ્યારે એને લાગ્યું કે એ ખરે જ મગરમચ્છના પેટમાં પુરાયો છે ત્યારે એણે મોટેથી રડવા ને ચીસો પાડવા માંડી: 'બચાવો! બચાવો! મને કોઈ નહિ બચાવે?'

'કમનસીબ જીવડા! અહીં તને કોણ બચાવી શકે?'

અંધારામાંથી ફાટેલા ઢોલ જેવો ખોખરો અવાજ સંભળાયો.

'એ કોણ છે?' બીકથી ડરી જતાં બાવલાએ પૂછ્યું.

'એક ગરીબડી માછલી. તારી સાથે જ મને પણ મગરમચ્છ ગળી ગયો છે. તું કઈ જાતની માછલી છે?'

'હું માછલી નથી. હું તો ઢીંગલો છું.'

'માછલી નથી, ત્યારે અહીં કેમ આવ્યો?'

'હું મારી મેળે નથી આવ્યો. મગરમચ્છ મને ઘસડી લાવ્યો. પણ હવે આ અંધારામાં આપણે શું કરીશું?'

'નસીબ પર આધાર રાખી મગરમચ્છ આપણને પચાવે ત્યાં લગી બેસી રહેવાનું.'

'પણ મારે એમ પચીને મરી જવું નથી.' બાવલો ઘાંટો પાડી રડતાંરડતાં બોલ્યો.

'મારી પણ ઇચ્છા નથી.' માછલીએ જવાબ દીધો: 'પણ મારી ફિલસૂફી એવી છે કે જ્યારે હું માછલી જ જન્મી છું તો તેલમાં તળાઈને મરવા કરતાં પાણીમાં રહીને મરવું શું ખોટું?'

'એ બધું અર્થ વિનાનું.' બાવલો બોલ્યો.

'મારો મત એવો નથી.' માછલી બોલી: 'દરેક મતને માન આપવું એવો રાજપ્રજ્ઞ માછલીઓનો અભિપ્રાય છે.'

'એ ટકટક રહેવા દે. મારે તો અહીંથી જતા રહેવું છે— નાસી જવું છે.'

'શકિત હોય તો નાસી જા.'

'આ મગરમચ્છ બહુ મોટો છે?' ઢીંગલાએ પૂછ્યું.

'મોટો? પૂછડું બાદ કરીએ તો એનું શરીર બે માઇલ લાંબું છે!'

અંધારામાં આ સંભાષણ ચાલતું હતું ત્યાં દૂર દૂર બાવલાએ અજવાળું જોયું!

'પેલું અજવાળું શાનું હશે?'

'મગરમચ્છ પચાવે તેની રાહ જોઈ આપણા જેવો કોઇ કમનસીબ બેઠો હશે!'

'હું ત્યાં જાઉં. કદાચ કોઇ ઘરડી માછલી હોય ને આપણને બહાર જવાનો રસ્તો બતાવી શકે!'

'તારી આશા સફળ થાય, ઢીંગલા!'

'આવજો માછલીબાઇ! પાછા ક્યાં મળીશું?'

'આવજે ઢીંગલા! ક્યાં મળીશું તેનો વિચાર જ હાલ તો નહિ કરવામાં ફાયદો છે.'

## પ્રકરણ ૧૦ મું

# શામળનો મેળાપ

માછલીથી છૂટો પડી બાવલો અંધારામાં રસ્તો ફંફોસતો ફંફોસતો પ્રકાશની દિશા તરફ જવા લાગ્યો. જેમજેમ તે પાસે જતો ગયો તેમતેમ પ્રકાશ વધારે ને વધારે સતેજ થવા લાગ્યો. ખૂબ ચાલ્યા પછી આખરે પ્રકાશ આગળ પહોંચ્યો ત્યાં તો એક લાકડાના પાટિયા પર લીલા રંગના કાચના શીશામાં ખોસેલી એક મીણબત્તી બળતી હતી ને પાસે એક ઘરડો માણસ બેઠોબેઠો પાટિયા પર ખાવાનું હતું તે ખાતો હતો.

આ બુઢ્ઢાને જોઈ બાવલાને એટલો આનંદ થયો કે તે લગભગ ગાંડા જેવો થઇ ગયો. એને ઘડીમાં હસવાનું તો ઘડીમાં રડવાનું મન થયું. શબ્દો વાટે હૃદય ઠાલવવાનું મન થયું. પરિણામે થોડા ભાંગ્યાતૂટ્યા શબ્દો એ માંડ બહાર કાઢી શક્યો. આખરે આનંદનો પોકાર કરી તે ડોસાને ગળે વળગી પડ્યોઃ 'ઓ મારા વહાલા બાપા! આખરે તમે જડ્યા! હવે કોઇ દિવસ તમને મૂકીને હું નહિ જાઉં.'

'શું મારી આંખો ત્યારે આ સાચું જ કહે છે?' ડોસાએ આંખો ચોળતાં પૂછ્યુંઃ 'તું મારો બાવલો જ છે?'



'હા, હું બાવલો છું. ખરેખર તમારો ઢીંગલો છું. તમે મને માફ કરશો ને? બાપા, તમે કેવા ભલા છો! જો તમને ખબર હોય કે મારા પર કેટકેટલું દુઃખ પડ્યું છે! મારા પર શી શી વીતી છે!

'યાદ છે બાપા? તમારો કોટ વેચી તમે મને ચાર રૂપિયા આપ્યા હતા? એ લઈને હું નિશાળની ચોપડી વગેરે લેવા જતો હતો; ત્યાં રસ્તામાં મને શિયાળ ને બિલાડી મળ્યાં. તેમના કહેવાથી

અમે એક ધર્મશાળામાં ગયાં. ત્યાં મારે પૈસે એ લોકોએ દુકાળિયાંની માફક ખાવાનું ઝોભડયું ને રાતના મને એકલો મૂકીને નાસી ગયાં. મધરાતે મારે રસ્તો ખોળતા જવું પડયું. રસ્તામાં મને બે મારાઓ મળ્યા. તેઓ મારી પાછળ પડયા. હું પણ દોડયો; ખૂબ દોડયો. એ પણ મારી પાછળ ખૂબ દોડયા. આખરે મને પકડીને એક મોટા વડના ઝાડ પર ઊંધો લટકાવ્યો.

'ત્યાં પરીમાએ એક ગાડી મોકલી પોતાને ઘેર મને બોલાવી મંગાવ્યો. મને અધમૂઓ જોઇ ડાકટરોને તેડાવ્યા. ડાકટરોએ અભિપ્રાય આપ્યો કે, 'જો એ મરી ગયો નહિ હોય તો સિદ્ધ થાય છે કે એ જીવતો છે.' પછી કોણ જાણે હું શું જૂઠું બોલ્યો તે મારૂં નાક એટલું લાંબું થયું કે મારાથી ઓરડામાં ઊભું ન રહેવાય!

'હું ફરી બહાર નીકળ્યો ને પાછો શિયાળ ને બિલાડીના ફંદામાં ફસાયો. અમે જાદુઈ ખેતરમાં ગયાં. ત્યાં તો ચાર હજાર રૂપિયા મળવાને બદલે મારા હતા તે રૂપિયા પણ ગયા.

'મેં આ ચોરી વિષે અદાલતમાં ફરિયાદ કરી. ન્યાયાધીશે ઊલટો મને જ કેદમાં મોકલ્યો! ત્યાંથી છૂટતાં રસ્તામાં ભૂખ્યો હતો તે કોઇ વાડીમાં ફળ તોડવા ગયો. ત્યાં ખેતરના માલિકે મને પકડયો ને કૂતરાની માફક સાંકળથી એના બારણે બાંધ્યો. આખરે ત્યાંથી પણ છૂટયો ને પાછો પરીમાને ઘેર ગયો તો એ તો મરી ગયાં હતાં.

'હું દુઃખનો માર્યો રડતો હતો ત્યાં એક કબૂતર ઊડતું આવ્યું. તેણે મને કહ્યું કે, "તારા બાપાને મેં તારી શોધમાં જવા

દરિયાકિનારે હોડી બનાવતાં જોયા છે.'' મને થયું કે મને પાંખો હોત તો? ત્યાં ભલા કબૂતરે તેની પીઠ પર મને બેસાડ્યો ને અમે દરિયાકિનારે ઊડ્યા. મેં તમને આઘેથી દરિયાના તોફાનમાં હોડીમાં જતા જોયા અને ઓળખ્યા. તમને કિનારે પાછા આવવાની નિશાની પણ કરી.'

'મેં પણ તને ઓળખ્યો;' શામળ બોલ્યો: 'અને હું ખુશીથી પાછો ફરત. પણ શું કરૂં? દરિયો કેટલો તોફાની હતો! એક ભયંકર મોજાએ મારી હોડી ઊંધી વાળી. પછી આ મોટો મગરમચ્છ મને પાણીમાં જોઈ મારી તરફ ધસી આવ્યો ને જોતજોતાંમાં મને ગળી ગયો!'

'અહીં આવ્યે તમને કેટલો વખત થયો?' બાવલાએ પૂછ્યું.

'આજ બે વર્ષ થયાં હશે. પણ અહીં બે વર્ષ ગાળવાં, બાવલા, એ મારે મન તો બે યુગ જેવાં.'

'આટલો લાંબો વખત તમે અહીં કેવી રીતે જીવી શક્યા? ને આ મીણબત્તી ક્યાંથી લાવ્યા? એને સળગાવવાને આ દીવાસળી ક્યાંથી?'

'જે તોફાનમાં હું સપડાયો તે જ તોફાનમાં એક મોટું જહાજ પણ ડૂબ્યું. એના ખલાસીઓ તો બધા બચી ગયા, પણ જહાજ પાણીની અંદર ગયું. મગરમચ્છને તે દિવસે ભૂખ ઠીક લાગી હશે, કારણકે મને ગળી ગયા પછી એ આખા ને આખા વહાણને ગળી ગયો! માત્ર એનો મોટો કુવાથંભ માછલીનાં હાડકાં

માફક ગળામાં ભરાયો તે થૂંકી નાખવો પડ્યો! મારે સારે નસીબે એ વહાણમાં જાતજાતનું ખાવાનું ને સૂકો મેવો હતો. મીણબત્તીઓ ને દીવાસળી પણ તેમાંથી જ મળ્યાં. આજ બે વર્ષથી એના ઉપર જ જીવું છું. પણ હવે તો મારો ખોરાક પૂરો થવા આવ્યો છે ને આ મીણબત્તી પણ છેલ્લી જ છે.'

'પછી શું કરશો?'

'પછી આપણે બંને આ ઘોર અંધારામાં રહીશું.'

'તો પછી હવે ઝાઝો વખત નથી. આપણે અહીંથી નાસી છૂટવું જોઇએ.'

'નાસી છૂટીએ?....... કેવી રીતે?'

'મગરમચ્છના મોં વાટે જ આપણે બહાર નીકળી જઇએ. પછી તરવાનું.'

'કહેવાનું તો સહેલું છે, બાવલા; અને મને તો તરતાં પણ નથી આવડતું.'

'તેમાં શું? મને બહુ સારૂં આવડે છે ને? તમે મારા ખભા પર બેસી જજો. હું તમને સહીસલામત જમીન પર પહોંચાડીશ.'

'એ બધું મિથ્યા, બાવલા!' શામળે શોકાતુર ચહેરે કહ્યું, 'તારા જેવો માંડ ધૂંટણ સુધી પહોંચે એટલો ઠીંગલો તે મને લઇને શી રીતે તરી શકશે?'

'તમે જુઓ તો ખરા!'

એક પણ શબ્દ બોલ્યા વિના બાવલાએ મીણબત્તી ઉપાડી આગળ ચાલી રસ્તો બતાવતાં કહ્યું: 'તમે મારી પાછળપાછળ



આવો. જરા પણ ગભરાશો નહિ.'

ચાલતાંચાલતાં મગરમચ્છના ગળા આગળ આવ્યા ત્યારે અટક્યા. મગરમચ્છ બુઢ્ઢો હતો ને એને દમનો રોગ હતો, એટલે એ મોં ઉઘાડું રાખીને જ ઊંઘતો. બાવલાએ ગળાના બાકા આગળ જઈ બહાર ડોકિયું કર્યું. મગરમચ્છનું મોં ખુલ્લું જ હતું. તેમાંથી તારાઓથી સુશોભિત ચાંદરણાંવાળું સ્વચ્છ નિર્મળ આકાશ નજરે પડ્યું.

'નાસવાનો આ જ વખત છે.' બાવલાએ પાછળ ઊભેલા શામળને કહ્યું: 'મગરમચ્છ કુંભકર્ણની માફક ઊંઘે છે. દરિયો

પણ શાંત છે ને દિવસના જેટલું અજવાળું છે. બાપા! મારી પાછળ આવો. આપણે થોડી વારમાં જ આ આફતમાંથી છૂટીશું.'

બંને જણા અંગૂઠા પર ધીમેધીમે ચાલી ગળામાંથી જીભ પર થઈ બહાર જઈ પહોંચ્યા. દરિયામાં ભૂસકો મારતાં પહેલાં બાવલાએ શામળને પોતાની પીઠ પર બેસાડી દીધો. શામળ બરોબર બેઠો એટલે બાવલો દરિયામાં કૂદી પડ્યો. સાગર સરોવર જેવો શાંત હતો. ચંદ્રમા પૂર બહારમાં પ્રકાશતો હતો. મગરમચ્છ એવો ભર ઊંઘમાં હતો કે તોપના ધડાકાથી પણ જાગી ન ઊઠે!

પ્રકરણ ૧૧ મું

## છૂટયા

શામળને લઇ બાવલો ઝડપથી કિનારા તરફ તરવા લાગ્યો. શામળને જાણે ટાઢિયો તાવ આવ્યો હોય તેમ ધ્રૂજતો હતો. ટાઢથી હોય કે બીકથી! બાવલાને લાગ્યું કે બીકને લીધે હશે. તેથી બોલ્યો: 'હિંમત રાખો બાપા! થોડી વારમાં આપણે સહીસલામત કિનારે પહોંચી જઇશું.'

'પણ કિનારો છે ક્યાં?' શામળે તીણી આંખો કરી ચારે તરફ લાંબી નજર નાખી, પણ કિનારો ન દેખાતાં વધારે બીને કહ્યું: 'હું તો પાણી ને આકાશ સિવાય કંઇ જોઈ શકતો જ નથી.'

'પણ મારાથી દેખાય છે ને?' ઢીંગલો બોલ્યો. 'મારી આંખો બિલાડીના જેવી છે. દિવસ કરતાં રાતે વધારે સારૂં જોઈ શકે!'

બિચારો બાવલો! એના બાપને ધીરજ આપવા એ આવું આવું બોલતો હતો. પણ એની યે હિંમત ડગુમગુ થતી હતી. શરીરમાં જોર ઓછું થવા માંડયું હતું. શ્વાસ ભરાઇ આવ્યો હતો. વધારે વાર જોર નભી શકે એમ લાગતું નહોતું.

છેલ્લો શ્વાસ રહ્યો ત્યાં લગી બાવલો તર્યો. પછી ન રહેવાયું

એટલે શામળ તરફ જોઈ તૂટક અવાજે બોલ્યો: 'બાપા! . . . બાપા! . . . . બચાવો. . . . હું મરું છું.'

બાપદીકરો ડૂબવાની અણી પર હતા ત્યાં ફાટેલા ઢોલ જેવો ખોખરો અવાજ સંભળાયો:

'મરવાની વાતો કોણ કરે છે?'

'હું ને મારા બાપા.'

'એ અવાજ હું ઓળખું છું. તું બાવલો છે?'

'હા. ને તું?'

'હું તો પેલી માછલી. મગરમચ્છના પેટમાં તારી સાથે કેદ હતી તે.'

'તું અહીં ક્યાંથી?'

'તારી પાછળ જ આવી. તેં રસ્તો બતાવ્યો તે રસ્તે હું પણ નાઠી.'

'માછલીબાઈ! તમે વખતસર આવી પહોંચ્યાં. અમને બચાવો; નહિતર ડૂબી મરીશું.'

'ખુશીથી. મારી પૂંછડી પકડો. થોડી પળમાં તમને કિનારે પહોંચાડી દઈશ.'

શામળ ને બાવલો તરત તૈયાર થયા. પણ પૂંછડી પકડવાને બદલે બંને જણ એની પીઠ પર સવાર થયા.

જેવા કિનારે પહોંચ્યા કે બાવલો રેતી પર કૂદી પડ્યો ને શામળનો હાથ ઝાલી તેને નીચે ઉતાર્યો. પછી માછલી તરફ ફરી ગળગળા અવાજે બોલ્યો:



'માછલી બહેન, તેં મારી અને મારા બાપાની જિંદગી બચાવી તેનો ઉપકાર શબ્દો વડે માની શકું તેમ નથી. મારા હૃદયની ખરી લાગણી બતાવતું આટલું મારું ચુંબન તું સ્વીકાર.'

માછલીએ પાણીની બહાર મોઢું કાઢયું. બાવલાએ જમીન પર ઘૂંટણીએ પડી એને સાચા હેતથી બચ્ચી કરી. બિચારી માછલી! આટલો પ્રેમ પ્રાણી ઉપર કોઈ બતાવે એ અનુભવ એને પહેલો જ હતો. એનું હૃદય ભીનું થયું ને બાળકની માફક રડતી એ પાણીમાં અદૃશ્ય થઈ.

મળસકું થયું હતું. શામળમાં તો ઊભા રહેવાની પણ શક્તિ નહોતી. બાવલાએ એનો હાથ ઝાલ્યો ને બોલ્યોઃ 'બાપા, મારા હાથનો ટેકો લઈ ચાલો. આપણે કીડીવેગે ચાલીશું. ને થાક લાગશે તો રસ્તાની બાજુએ આરામ લઈશું.'

'પણ આપણે જઈશું ક્યાં ?' શામળે પૂછ્યું.

'કોઈ ઝૂંપડાની શોધમાં. દયા લાવી કોઈ ભલો ખેડૂત

આપણને થોડું ખાવાનું ને સૂવાને ઘાસ આપે તો જોઇએ.'

થોડે આગળ નહિ ચાલ્યા હોય ત્યાં એણે કોઇ બે લુચ્ચાઓને ભીખ માગતાં જોયાં. એ બિલાડી ને શિયાળ જ હતાં! ઓળખાય નહિ એવાં એ થઈ ગયાં હતાં. બિલાડી આંધળાનો ઢોંગ કરીકરી ખરેખરી આંધળી બની હતી અને શિયાળની એક બાજુ જ રહી ગઈ હતી ને નકામી થઈ ગઇ હતી. એની તો પૂંછડી સુદ્ધાં જતી રહી હતી! ભૂખમરાથી બચવાને કોઈ ફેરિયાને માખી ઉડાડવાની ચમરી બનાવવા પૂંછડી પણ વેચી નાખવી પડી હતી!

'અરે બાવલા! ગરીબ અપંગ પ્રાણીઓ પર દયા કરી કાંઈક ભિક્ષા આપ.'

'બે અપંગ પર દયા કર.' બિલાડી બોલી.

'જતાં રહો હરામખોરો,' બાવલાએ જવાબ દીધો: 'એક વખત તો મને છેતર્યો. બીજી વાર છેતરાઉં એવો નથી.'

'બાવલા! દયા કર! ખરેખર અમે કમનસીબ છીએ.'

'હાથે કરી કમનસીબ બન્યાં. તમારાં કર્મોનું ફળ તમને મળ્યું. કહેવત છે કે અધર્મથી મેળવેલું પચતું નથી. જતાં રહો લુચ્ચાંઓ!'

બાવલો ને શામળ રસ્તે પડ્યા. થોડે દૂર નહિ પહોંચ્યા હોય ત્યાં ખેતરની વચ્ચે એક મજાની ઝૂંપડી જોઈ.

'કોઇ ત્યાં રહેતું જ હશે. ચાલો; આપણે જઇને બારણું ઠોકીએ.' બાવલો બોલ્યો.

બંને જણે ત્યાં જઈ બારણું ઠોકયું.

'કોણુ છે ?' એક નાનો અવાજ સંભળાયો.

'અમે બે ગરીબ બાપદીકરો છીએ. અમારી પાસે નથી કંઈ ખાવાનું કે નથી કોઈ ઠેકાણે રહેવાનું.'

'બારણાંને ધક્કો માર એટલે ઊઘડશે.' પેલો અવાજ સંભળાયો.

બાવલાએ ધક્કો માર્યો એટલે બારણું ઊઘડી ગયું. બંને જણ અંદર ગયા અને ચારે તરફ નજર ફેરવી પણ કોઇ જણાયું નહિ.

'અરે! આ ઘરના માલિક ક્યાં છે ?' બાવલાએ અજાયબીથી કહ્યું.

'ઉપર જુઓ.'

બાપદીકરાએ છત પર જોયું તો એક કંસારીને જોઈ.

'ઓ કંસારીબાઇ! આ સુંદર ઝૂંપડું તમારૂં છે?'

'ના, ના. આ ઝૂંપડી તો એક ભૂરા વાળવાળી બકરી મને સોંપી ગઈ છે.'

'એ બકરી ક્યાં ગઈ ?' બાવલાએ આતુરતાથી પૂછ્યું.

'મને ખબર નથી.'

'એ કયારે પાછી આવશે ?'

'એ પાછી તો આવશે જ નહિ. ગઇ કાલે જ એ રડતી રડતી જતી રહી. એમ રડતી હતી કે, 'ગરીબ બિચારો બાવલો! ......હવે એને જોવા પામીશ નહિ. મગરમચ્છે એને ચાવી

ખાધો હશે !'

'ખરેખર, એ એમ રડતી હતી ?' બાવલો પણ રડતાં ને ડૂસકાં ખાતાં બોલ્યો.

થોડી વારે આંખો લૂછી એણે શામળને માટે મજાની ઘાસની પથારી પાથરી આપી અને કંસારીને પૂછ્યું: 'કંસારી-બાઇ! મારા બાપા માટે દૂધ ક્યાંથી મળશે ?'

'અહીંથી ત્રણ ખેતર મૂકી એક ગંગારામ નામનો ખેડૂત રહે છે. એને ત્યાં ગાયો ભેંસો છે. તે તને દૂધ આપશે.'

બાવલો દોડતો ત્યાં ગયો. ગંગારામે પૂછ્યું: 'તારે કેટલું દૂધ જોઇએ છે ?'

'આ પ્યાલો ભરીને.'

'એટલા દૂધનો એક પૈસો બેસશે. પૈસો લાવ.'

'મારી પાસે તો ફૂટી બદામ પણ નથી.' બાવલો દુઃખી થઇને બોલ્યો.

'તારી પાસે ફૂટી બદામ પણ નથી તો મારી પાસે છાંટો દૂધ પણ નથી. સમજ્યો, ઢીંગલા !'

'ધીરજ રાખ્યા સિવાય છૂટકો નથી.' બાવલો પાછો ફરતાં બોલ્યો.

'ઊભો રહે !' ગંગારામને કંઇક વિચાર આવતાં ઘાંટો પાડી બોલ્યો: 'તું મારી ચક્કી ચલાવશે ?'

'ચક્કી શું ?' બાવલાએ પૂછ્યું.

'એ ફેરવવાથી કૂવામાંથી પાણી નીકળે છે. એ પાણી મારા

ખેતરને પાઉં છું.'

'હું પ્રયત્ન કરીશ.'

'ઠીક. જો તું સો ફેરા ફરીશ, તો એક પ્યાલો ભરીને દૂધ આપીશ.'

'તમારી શરત કબૂલ છે.'

ગંગારામ બાવલાને કૂવા આગળ લઈ ગયો ને ચક્કી કેમ ચલાવવી તે બતાવ્યું. બાવલો તો તરત જ કામે લાગ્યો. સો ફેરા ફરતાં તો માથાથી તે પગ સુધી એ પરસેવાથી તરબોળ થઈ ગયો. આવું સખત કામ કોઈ દિવસ કોઈ બાળકે કર્યું નહિ હોય.

'અત્યાર લગણ,' ગંગારામે કહ્યું, 'આ ચક્કી મારૂં ગધેડું ચલાવતું હતું. હવે એ મરવા પડયું છે.'

'એને જોવા મને લઈ જશો ?'

'ખુશીથી.'

તબેલામાં બાવલાએ અતિશય કામ અને ભૂખથી જીર્ણ થઈ ગએલા એક ગધેડાને ઘાસ પર પડેલું જોયું. એના તરફ ધારીધારીને જોયા પછી બાવલો મનમાં બબડયોઃ 'આને હું ઓળખતો હોઉં એમ લાગે છે. એનું મોં મારાથી અજાણ્યું નથી.'

ગધેડાની પાસે જઈ વાંકા વળી બાવલાએ પૂછ્યુંઃ 'તું કોણ છે ?'

આ સવાલથી મરવા પડેલા ગધેડાએ આંખો ઉઘાડી અને ભાગ્યાતૂટયા શબ્દોએ જવાબ દીધોઃ 'હું દી...વા.. આ...સ...ળી !'

આંખો પાછી બંધ કરી ગધેડું મરણ પામ્યું.

'ગરીબ બિચારો દીવાસળી!' બાવલો ધીમા અવાજે બોલ્યો. એની આંખમાંથી આંસુનું એક ટીપુ સરી પડ્યું. તે તેણે વહેલું વહેલું લૂછી નાખ્યું.

'આ ગધેડાને માટે તું આંસુ પાડે? તને તો એની એક કોડી પણ બેઠી નહોતી? મેં તો રોકડા રૂપિયા ગણી આપ્યા હતા. ત્યારે મને કેટલું લાગવું જોઇએ?'

'વાત એમ છે કે એ મારો ભાઈબંધ હતો.'

'તારો ભાઈબંધ?'

'મારો નિશાળનો સોબતી.'

'કેવી રીતે?' ગંગારામે તો હા–હા–હા કરી હસતાં કહ્યું: 'તારી નિશાળમાં ગધેડાં પણ ભણવા આવતાં? શું મજાનું તમને શિક્ષણ મળ્યું!'

ઢીંગલાને આ શબ્દોથી ખોટું લાગ્યું. એક શબ્દ પણ બોલ્યા વિના દૂધનો પ્યાલો લઇ તે પોતાની ઝૂંપડી તરફ ચાલતો થયો.

પ્રકરણ ૧૨ મું

# આશા ફળી

પાંચ મહિના લગી સવારના પહોરમાં વહેલો ઊઠી બાવલો ગંગારામને ત્યાં ચક્કી ચલાવી આવતો ને શામળ માટે પ્યાલો ભરી દૂધ લાવતો. શામળની અશક્ત હાલતમાં દૂધ જેવો એને માટે બીજો ખોરાક નહોતો. બપોરના વખતે બાવલો નેતરની ટોપલીઓ અને છાબડીઓ બનાવતાં શીખ્યો. એ વેચવાથી જે પૈસા આવતા તેમાંથી બંને જણનું ગુજરાન ચાલતું.

નેતરનું કામ સારું આવડ્યું એટલે બાવલાએ પૈડાંવાળી એક ખુરશી બનાવી. એમાં શામળને બેસાડી સાંજના પહોરે તે એને ખુલ્લી હવા ખાવા લઇ જતો.

રાતદિવસ મહેનત કરી એ થોડા પૈસા પણ બચાવી શક્યો. એ પૈસામાંથી એણે પોતાને માટે નવાં કપડાં લેવાનો વિચાર કર્યો.

એક સવારે એણે શામળને કહ્યું, 'બાપા! હું આજે બજારમાં જાઉં છું. મારે માટે કોટ, ટોપી ને જોડા લેવા. હું પાછો આવીશ ત્યારે એવો ભપકામાં હોઇશ કે તમે મને ઓળખશો પણ નહિ.'

ઘર છોડી બાવલો આનંદથી દોડતોકૂદતો જતો હતો,

ત્યાં રસ્તામાં કોઇ એને એના નામથી બોલાવતું હોય એમ લાગ્યું. પાછું ફરીને જોયું તો વાડમાંથી એક મોટી ગોકળગાયને બહાર આવતાં જોઈ.

'મને લાગે છે......'

'ભૂરા વાળવાળી પરીને ત્યાં જે ગોકળગાય નોકર હતી તેને ભૂલી ગયો? એક દિવસ તેં બારણાં ઠોકેલાં ને હું નીચે આવી ત્યાં તો તારો પગ બારણામાં ભરાઈ ગયો હતો. એ યાદ છે ને બાવલા?'

'એ બધું મને યાદ છે.' બાવલો બોલ્યોઃ 'પણ મારી પરીમા ક્યાં છે? શું કરે છે? મને એમણે માફ કર્યું કે નહિ? મને હજી યાદ કરે છે? મારા પર હજી માયા રાખે છે? અહીંથી કેટલે દૂર છે? હું એમને મળી શકું ખરો?'

એકે શ્વાસે બાવલાએ સવાલોનો વરસાદ વરસાવ્યો. એનો ઉત્તર ગોકળગાયે એના સ્વભાવ પ્રમાણે ઠંડાઈથી આપ્યો.

'પરીમા તો દવાખાનામાં ખાટલાવશ થયાં છે.'

'દવાખાનામાં?'

'એક પછી એક દુઃખ આવી પડવાથી એ સખત માંદાં પડયાં. એમની પાસે કટકો રોટલો ખરીદવાના પણ પૈસા રહ્યા નથી.'

'ખરેખર? આ કેવા દુઃખના સમાચાર! ગરીબ બિચારાં પરીમા! મારી પાસે લાખો રૂપિયા હોય તો પણ એમને આપી દઉં. પણ આ થોડા પૈસા છે તે લે. એમાંથી હું નવાં કપડાં લેવાનો

હતો; પણ હવે તો તું લે અને મારી પરીમાને આપી આવ.'

'પણ તારાં કપડાંનું શું?'

'નવાં કપડાંનું કામ શું છે? આ ચીંથરાં વેચીને પણ જો પૈસા આવતા હોય તો પરીમાને ખાતર આપી દઉં. જા ગોકળગાય! ઝટ કર. બે દિવસ પછી આ જગ્યાએ ફરી મળજે. હું તને બીજા વધારે પૈસા આપીશ. અત્યાર લગી હું મારા બાપાને માટે વૈતરૂં કરતો હતો. હવે મારી પરીમા ખાતર પણ કરીશ. આવજે ગોકળ-ગાય, બે દિવસ પછી પાછાં મળીશું. રામરામ.'

પૈસા મળતાં, સ્વભાવ વિરુદ્ધ ગોકળગાય પણ ઝડપથી દોડી!

સાંજે બાવલાએ વહેલા સૂઈ જવાને બદલે મધરાત સુધી બેસી નેતરની આઠ ટોપલીઓને બદલે સોળ ટોપલીઓ બનાવી. પછી તે પથારીમાં પડ્યો ને જોતજોતાંમાં ઘસઘસાટ ઊંઘી ગયો.

ઊંઘમાં એણે એક સ્વપ્ન જોયું. સુંદર પરીમા એની પાસે હસતાંહસતાં ઊભાં હતાં. તેમણે નીચાં વળી પ્રેમથી એને કપાળે ચુંબન ભર્યું ને બોલ્યાં:

'શાબાશ બાવલા! તારૂં ઉદાર દિલ જોઈ તને ગઇ ગુજરી માફ કરૂં છું. જે બાળકો પોતાનાં માબાપની આવી સેવા કરે તેનાં વખાણ કરીએ તેટલાં ઓછાં. એવાં બાળકો સૌને જ વહાલાં લાગે. ભવિષ્યમાં પણ તું એમ જ કરીશ તો ખૂબ સુખી થઇશ.'

સ્વપ્ન પૂરું થયું. બાવલો એકદમ જાગી ઊઠ્યો. આંખો ઉઘાડી. એની અજાયબીનો પાર નહોતો. આસપાસ નજર કરી



તો માટીના ઝૂંપડાને બદલે એક મજાના ઓરડામાં એ હતો!

પથારી પણ કેવી મજાની! ઓઢવાનું દૂર કરી ફૂદકો મારી એ ઊઠયો તો પાસે ખીંટી પર એણે નવું પહેરણ ને નવી ટોપી ટાંગેલાં જોયાં. નીચે જોડાની એક નવી જોડ!

ઝટઝટ પહેરણ પહેરી ગજવામાં હાથ નાખ્યો તો એક થેલી મળી. તેના પર એક ચિઠ્ઠી હતી. તેમાં આટલા શબ્દો હતાઃ 'પરીમા તરફથી બાવલાને એના પૈસા ઘણા ઉપકાર સાથે પાછા.'

કોથળી ઉઘાડી તો પોતે આપેલા ત્રાંબાના સિક્કાને બદલે



આરસીમાં જોયું તો ઢીંગલાને બદલે પોતે ખૂબસૂરત તંદુરસ્ત છોકરો થઇ ગએલો !

ટંકશાળમાંથી તરતના જ આવ્યા હોય એવા ચળકતા સોનાના સિક્કા જોયા! સામે આરસીમાં જોયું તો બાવલાએ પોતાને જરાયે ઓળખ્યો પણ નહિ. લાકડાના ઢીંગલાને બદલે એક ખૂબસૂરત, તંદુરસ્ત છોકરાને જોયો!

આ સ્વપ્નું કે સાચું એની બાવલાને સમજ ન પડી.

'મારા બાપાનું શું થયું!' એકાએક બાવલો બોલી ઊઠ્યો. પાસેના ઓરડામાં ગયો તો માંદા ને અશક્ત શામળને બદલે પહેલાંના જેવો હસમુખો સશક્ત શામળ નજરે પડ્યો.

તે લાકડાં પર કોતરકામ કરવાનો ધંધો ફરીને લઈ બેઠો હતો. એક લાકડાના ટુકડા પર ફળ, ફૂલ ને જનાવરોનાં માથાં કોતરી રહ્યો હતો. હર્ષમાં આવી શામળને ગળે બાઝી એને ચુંબનથી નવરાવતો બાવલો બોલ્યોઃ

'આ એકાએક શું થઇ ગયું, બાપા?'

'આ બધો ફેરફાર તારે લીધે, દીકરા.' શામળે જવાબ દીધો.

'કેવી રીતે?'

જ્યારે બાળકો પોતાનું ખરાબ જીવન તજી સારાં બને ત્યારે માબાપ અને આખું ઘર સુખી થાય.'

'લાકડાનો ઢીંગલો હતો ત્યારે હું કેવો વિચિત્ર હતો! આવો મજાનો છોકરો બનવાની કેવી મજા!' બાવલો બોલ્યો.

બાવલાની પરીમા અંતરીક્ષમાંથી તેને આશીર્વાદ દઇ રહી હતી. બાવલાને ડાહ્યો ને સદ્ગુણી બનેલો જોઈ એમનું હૈયું આજ આનંદથી ઊભરાઇ ગયું હતું. તેમનું મોં હસુંહસું થઈ રહ્યું હતું.

# અગ્નિનું અદ્ભુત સ્વપ્ન

લેખક

**સૌ. હંસા મહેતા**

"અન્ય દેશોમાં આપણા દેશ વિષે અતિશય અજ્ઞાન છે. એ જાણી મને હમેશાં શોક થતો. આપણા દેશમાં પણ અન્ય દેશો વિષે એટલું જ અજ્ઞાન છે. એ જાણીને વિશેષ શોક થાય છે. આ અજ્ઞાન દૂર કરવાના હેતુથી આ પુસ્તક લખવાનું શરૂ કર્યું. જાપાન, અમેરિકા, યુરોપ, આફ્રિકા અને મધ્ય એશિયા વગેરેમાં આવેલા મહત્ત્વના દેશો વિષે ખાસ જાણવા જેવું–ભૂગોળની દૃષ્ટિએ ઇતિહાસની દૃષ્ટિએ કે પછી સંસ્કારની દૃષ્ટિએ–હોય તે વિષે કિંચિત્ માહિતી આપવી કે જેથી વાચકના મનમાં કુતૂહલ પેદા થાય અને વિશેષ જાણવાનું મન થાય એ જ આ પુસ્તક–લેખનનો મૂળ ઉદ્દેશ છે."

આ પુસ્તકની લખાવટ પ્રવાસવર્ણન જેવી છે. કુમાર–કુમારિકાઓને આ પુસ્તક ઉપયોગી થઇ પડશે.

# સૌ. હંસાબેન મહેતાકૃત પુસ્તકો



**બાળવાર્તાવલિ**
ભાગ પહેલો
(ચોથી આવૃત્તિ)

**બાળવાર્તાવલિ**
ભાગ બીજો
(બીજી આવૃત્તિ)

**બાવલાનાં પરાક્રમો**
(ત્રીજી આવૃત્તિ)

**ગોલીબારની મુસાફરી**
(બીજી આવૃત્તિ)

**અરુણનું અદ્‌ભુત સ્વપ્ન**

**હિમાલયસ્વરૂપ અને બીજાં નાટકો**

**ત્રણ નાટકો**

**રુક્મિણી**
(સયાજી બાલપુસ્તકમાળા)


સોલ એજન્ટ
શિ ષ્ટ સા હિ ત્ય ભં ડા ર
વિજયાવાડી · મોટા આંકડિયા (કાઠિયાવાડ)